# મહારાજ ભર્તુહરી

## નાટક.



છપાવી પ્રસીદ્ધ કરનાર,

બુકસેલર મહાદેવ રા. ની પરવાનગીથી

બુકસેલર મંગળદાસ જોઈતારામ

રીચીરોડ—અમદાવાદ.



આવૃતી ૨ જી. પ્રત ૪૦૦૦.

સંવત ૧૯૮૪ સને ૧૯૨૮.

મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે

છાપ્યું. પાનકોર નાકા—અમદાવાદ.

કીંમત ૦-૧૨-૦.



માળવપતી પરમાર.

# મહારાજા ભર્તુહરી

## નાટક.

### પ્રથમ અંક.

નાટ્યારંભમાં પાત્રવર્ગ વિષ્ણુની વિશ્વરૂપે સ્તુતી કરેછે.
સર્વ પાત્રો-- નમુ પદ ગીરજાપતિને-એ રાહ.

નમે પ્રીતે સહુ જગપતીને,
ચક્રધારી શુભ નામજ તારૂં, પ્રેમે લાગે પ્યારૂં;
કૃપાનીધી દયા ધારી સ્થાપો શુભ કૃતીને, નમે૦
એક આશરો છે પ્રભુ તારો, પ્રભૂ દુઃખ તો નીવારો;
ઝંડ પ્રચંડ સંહારો, પ્રભુ પ્યારા દયા ધારો. નમે૦
સુખના કરતા દુખના હરતા અરજ લ્યો જો ધારી.
કૃપાનીધી દયા ધારી સ્થાપો શુભ કૃતી જે. નમે૦
વીજયવંત કર બાળક તારા, સહજ્ઞ કૃણી ભરનારા.
વીભુવરા જયકરા ગીરીધરા, આપો સન્મતીને. નમે૦
પ્રભુ આપો તમારૂં શરણુ સહુ વીનવે છે વૃંદ.
દુઃખી દીંદ તણા તો બંધ કાપો વાસુદેવ નંદ. નમે૦

અલ્પ સ્તુતી આ ઉરમાં ધારો પ્રેમી ધારી પ્રીતે,
વીભુવરા જયકારી ગીરીધરા આપો સન્મતીને. નમે૦

## પ્રવેશ પહેલો.

**ચોપદાર—સ્થળ ઉજ્જનની કચેરી.**

આસ્તે કદમ મુલાકાતસે કદમ આજુસે બાજુસે માળવપતી,
ચંપકસેન મહારાજા ધીરાજને ઘણી ખમા નીગાહ રખો મહેરબાન
સબળસીંહ પ્રધાનજીકી સલામપે નીગા રખીયે મહેરબાન
સેનાધીપતી સજનસીંહકી સલામપે નીગા રખીયે મહેરબાન
ભરથરી મહારાજકી સલામપે નીગા રખીયે મહેરબાન
વિક્રમ કુમારશ્રીની સલામપે નીગા રખીયે મહેરબાન.

( અનુક્રમે સહુ બેઠા પછી )

**ચંપકસેન**—સુબળસીંહ આજે મારા ચિતમાં સ્વાભાવીક પ્રેરણા ઉત્પન્ન થઇ છે તે એજ કે મારી ઉમર વૃદ્ધાવસ્થાને પામી ચુકી છે દરેક રાજાનો ધર્મ છે કે પોતાની ઉમર બરાભર થઇ હોય ને પાછળ ગાદી ચલાવનાર યોગ્ય હોય તો યોગ્ય શ્રમ ગ્રહણ કરવો મને ઇશ્વર કૃપાથી તેવો અમુલ્ય વખત મળી રહ્યો છે તો તેમાં તમારો શો મત પહોંચે છે.

**સબળસીંહ**—મહારાજ ઘણો અમુલ્ય વિચાર મારે પણ ઘણા દીવસથી વાનપ્રસ્થ જવા ચીતવન થયા કરે છે,

**ચંપકસેન**—એમ હોય તો ઘણીજ ખુશાલી આપના પુત્ર સુર્યસીહ પ્રધાનપણાને યોગ્ય છે તે તમારી જગાએ તેને બહાલ રાખશું વળી ખરૂં મનુસ્ય સાર્થક તેમાંજ સમાયલુ છે આ ક્ષણ ભંગુર દેહનો જરા માત્ર પણ ભરૂસો નથી તો તાકીદથી વિશ્વકર્મા પંડીતનો અનુમત લઇ નીકળી પડીએ ચોપદાર શાસ્ત્રીજીને બોલાવો

**ચોપદાર**—જેવી મહારાજની આજ્ઞા હુકમ મુજબ હાજર કરેછે

ત્રોટક.

જય પામો સદા જગમાં નૃપતી તુજ તેજ કળાતો રહે વધતી જય.
નિશદીન ધર્મ થકી રાજ્ય કરો પરમારથ વૃતી સદા વીચરો જય,
ધર્મરાજ તારૂ તો અખંડ રહે નવખંડમાં સતો પુરો લહે જય
શત શરદૃતુ રહો રાય તમે મોટા મહીપત તુજને પાય નમે જય
અરિદળ સ્નાને વીમુખ અતી તુજ રાજ કળા ચડતી ચડતી જય
અરીદળ સ્નાને વીમુખ અતી તુજ રાજ કળા ચડતી ચડતી જય.
અખંડ નામના જગતમાં તારી રહે પ્રજાસુખ પામી બહુ આશીષદે જય.

ચંપકસેન—( બે હાથ જોડી ) મહારાજો આપની આશીષ ફળો બીરાજો સીંહાસનપર

વીશ્વકર્મા—રાજેદ્ર તારૂ કલ્યાણ થાઓ. નૃપતીશ્વર મારી વૃદ્ધ ઉમર થઈ માટે સન્યાસ ગ્રહણ કરવા વીચાર ધારૂ છું વીદ્યાલયમાં મારાથી હવે માથાફોડ થતી નથી તેમ અહી પણ અવાતુ નથી

ચંપકસેન—આપના પધારવા પહેલાંજ મેં તે બાબત મુકરર કરી રાખી છે આપના પુત્ર શશીશર્માને આપની જગોએ કાયમ ખાતે રાખવામાં આવે છે પરંતુ મહારાજ શ્રી ઇશ્વરી ગતી અતી ગહન છે આપને વાન પ્રસ્થનો વીચાર થયો તેમ મારે પણ થયો. અને પ્રધાનજીને પણ થયો હવે આપની શી સંમતી છે,

વિશ્વકર્મા—રાજેંદ્ર તારો વીચાર અમુલ્ય છે પાટવી કુમારશ્રીની ઉમર યોગ્ય થઇ છે રાજ્યની લગામ સુપ્રત કરવામાં જરાપણ અડચણ નથી આગળ ઉપર જતાતેથી પણ અતીશે રાજને સારી પાયરીએ ચઢાવશે એમાં જરા સદેહ ધરીશ નહી વીક્રમની તો તારીફ શી જ કરવી ? તેની છેક લઘુવયમાં આવી અત્યંત સુશીલતા અને શુરવીરતા જોઇ અનુમાન ધારૂ છું કે આગળ ઉપર જતાં મોટા નામાકીત

થઇ પ્રવરતાસે અને પરદુખભંજનના નામથી ઓળખાશે એમ તેના રાજ્ય ચીન્હો કહી આપે છે એમ સિદ્ધાંતથી કહું છું

**ચંપકસેન**—આપનાં વચન સીદ્ધિ થશે હવે યોગ્ય શ્રમમાં શું સંમતી આપો છો ?

**વિશ્વકર્મા**—( જરા વીચારમાં પડી ) આજથી આઠ દીવસ ઉપર રાજ્યભિષેક પાટવી કુમારને કરવાનું શુભ મહુરત આવે છે પ્રધાન વીગેરેની ફેરબદલી પણ તે તે દહાડેજ કરવી એમ શાસ્ત્રાનુસાર મારો મત પહોંચે છે.

**ચંપકસેન**—મહારાજા આપના મતથી વિરૂદ્ધ ચાલવા ખુશી નથી. આઠ દીવસે આપની આજ્ઞા મુજબ કરશું છ વાગતાનો સુમાર થઇ ગયો છે મહાબળેશ્વર દર્શને જવું છે તો કચેરી બરખાસ્ત કરો.

**ચોપદાર**—જેવી મહારાજની આજ્ઞા.

જયજય છત્રપતી બાણુલક્ષ માલવપતી મહારાજાધીરાજ ચંપકસેનને ઘણી ખમા કચેરી બરખાસ્ત નીગા રખો મહેરબાન.

## પ્રવેશ. બીજો.

### પીંગળ દેશમાં પીંગળાનો મહેલ.

**કપટકળા**—બાઇ સાહેબ સ્વયંવર મંડળની ધામધુમ થઇ ચુકી છે વીદેશી રાજકુમારો પિતાશ્રીના આમંત્રણથી આવી ગયા છે તો થોડા દીવસમાં સાસરા તરફ વીદાય થશો પણ મને સાથે તેડી જશોકે કેમ.

**પીંગળા**—દાસી એ ધામધુમ મને જરા પણ પસંદ પડતી નથી એવી રચના કોના માટે કામની છે કે જેન મન માનીતા પુરૂષ સાથે સંગ ના થયો હોય તેને.

**કપટકળા**—પણ બાઇ સાહેબ બીચારા અશ્વપાળના તો ભુંડા હાલ થયા ના ? તમે તો તરછોડી ચાલ્યાં જશો પણ એ બીચારાની શી હાલત પ્રીતીજાળમાં ફસાવ્યો પણ તમે એને તરછોડયો.

પીંગળા—દાસી એ શું બોલી ! કે પ્રથમ યાર ને પછી હું ! તેના વીના ક્ષણ ભર પણ નહી રહી શકવાની, યાર વીના મારો દેહ સરખત છે, કારણ મારો પ્રાણ તેના પાસેજ રહે છે, જા જલ્દી તેડી લાવ યારને.

કપટકળા—( લ્યો ત્યારે આ ચાલી. )

[ દાસી અશ્વપાળ સહિત હાજર થાય છે. ]

પીંગળા—પધારીએ અશ્વપાળજી.

મદનપાલ—(ગુસ્સામાં) હવે પધારીને શું કરવું હતું.

પીંગળા—એમ યાર શાને માટે બોલો છો ? એવું શું બન્યુ છે.

મદનપાળ—મારા બેટાની નટખટ તો ભારે છે થવાનું હતુ તે તો થઇ ગયું વળી પુછે છે કે એવું શું કારણ જાણે હું તો કાંઇ સમજતો નથી કેમ ?

પીંગળા—પરણવું યા ન પરણવું તે તો મારા હાથમાં નાં!

મદન—તારા હાથમાં શેનું ? શું તારા બાપનો હુકમ તારાથી તોડાય તેમ છે ?

પીંગળા—તોડાય ન તોડાય તે તો ઠીક પણ ખાત્રીથી સમજજો કે તમને જરા પણ અલગ નહી કરૂં.

મદન—ત્યારે તો ઠીક. પણ રાંડનો તો શો વિશ્વાસ ?

પીંગળા—શું તમને પણ મારો વિશ્વાસ આવતો નથી ? તમારા સોગન ખાઈ કહું છું કે તમને જુદા નહી પાડુ. ભુલી યાર માફ કરેજો, તમારા નહી પણ મારા સોગાન સમજજો.

મદન—સાચુ અગર જુઠુ એ તો પરમેશ્વર જાણે બીજી રાંડોનો તો વિશ્વાસ આવતો નથી પણ તારો તો આવે ઠીક દારૂનો સીશો લાવ.

પીંગળા-ઉંચા પ્રકારનો દારૂં હાજર કર.

(દારૂ લાવી હાજર કરે છે)

મદન—( પ્યાલામાં ભરી ) લે પ્યારી ! પ્રથમ તું પ્રાસન કર.

પીંગળા-નહિ યાર મને તે બાબત વિશે આગ્રહ કરશોજ નહી ગયા ત્રણ દિવસ ઉપર આપના અતીશે આગ્રહથી મદ્યપાન કર્યું હતુ પણ બહુ અકળામણ પામી હતી માટે આ વખત જવા દો.

મદન-ત્યારે વયું આપણે પણ કંઇ જરૂર નથી લ્યો શીશાને ઠેકાણે મુકો.

પીંગળા-યાર રીશ શાને ચડાવો છો તમારી આજ્ઞા હવે નહિ ઉથાપું.

મદન-યારીની પરીક્ષા કરતાં હશે કેમ ? અને સંસારમાં બીજુ સું લઇ જવાનું છે ખાવું અને મોજમજા કરવી બીજુ કાંઇપણ નહિ લે બીજી પ્યાલી.

પીંગળા—યાર એક વખત તમે તો પીઓ.

(ખેંચ તાણ કરતાં અરસપરસ ખુબ પીએ છે.)

મદન-અહો કેવી સરસ લેજત આવે છે.

પીંગળા-વખત વહી ગયો છે માટે ચાલો રંગ મહેલમાં.

મદન-ચાલો ત્યારે. (સહુ નીકળી જાય છે.)

## પ્રવેશ ૩ જો

ચોપદાર—આસ્તેકદમ મુલાકાતસે કદમ બીજુસેં નીગા રખી એ મહેરબાન મહારાજા ધીરાજ પિંગલસેન મહારાજાને ઘણી ખમા.

પીંગલસેન—પ્રથમ સર્વ સાહિત્યો તેયાર છે કેમ ?

મુર્ખપતી ( તપાસ્યા વગર ) મહારાજા સર્વ સામગ્રી તૈયાર છે તેમ તમામ દેશાનરનાં રાજકુમારો આવી ગયા છે

પીંગલસેન-પ્રધાનજી તમે બરાબર તપાસ કરજો કોઇ પણ પાછળ રહી જાય નહિ તો વીસામવું પડશે.

મુર્ખપતી—મહારાજા કોઇ રહ્યું નથી બારોટને હુકમ ફરમાવો તેટલી વાર છે.

પીંગલસેન—બારોટ આપણે ધારેલા વીચાર સર્વ પ્રતીસંતા વળી આપો.

બારોટ—જેવો મહારાજનો હુકમ.

## છંદ હરીગીત.

પ્રીતી થકી નીતી થકી અમ અલ્પ સ્તુતી ધારજો,
મમ સયની-વીનતી તે ઉર ધરી સ્વીકારજો,
મમભુપે કીધી પ્રતિજ્ઞા મન સાથે તો નિશ્ચય કરી
મચ્છવેધનું નીશાન તોડે વરાવું તેને કુંવરી.
ચકર ચકર સુવર્ણનુ મચ્છ ફરે છે વેગથી,
નીચે જલાશય કુંડ માંહે પાઠો તેને ટેકથી
સર્વ રાજપુત્રો ક્ષત્રી મુના હામ તો હઇયે ધરી
મચ્છ તણો તો વધ કરીને પરણો પ્રીતે કુવરી

( ઘણા ખરા રાજ્યકુમારો નીષ્ફળીત ગયાં ને ઘણા ખરા તો શરમની માર્યા છાના બેસીજ રહ્યા નથી

પીગલસેન-નહી બનાવ આતનહાર એ રાહ.

નવ મળે ( ૨ ) ક્ષત્રી તો કયાહી બહુ વીર્ય ગયા બહલાઇ
જાઓ જાઓ તમે શરમાઇ બહુ વીર્ય ગયા બહલાઇ
ક્ષત્રી બચ્ચો નવ રહી માતાએ ભાર તો વહયો

સુર્ય ચંદ્રવશ તો ગયો અરે ધીકકાર ક્ષત્રીકુમાર લાજ લગાર,
ધરો ચિત્તમાંહી સહુ વીર્ય ગયા બદલાઇ. નવ મળે
ક્ષત્રી જાતી પટરાણી નામર્દ ખરે તો જણાણી,
સમ બાળા રહેશે કુમારી અરે ધીકધીક ધરો કાંઇ શીખ
ક્ષત્રીની રીત લાવો દીલ માંહે સહુ વીર્ય ગયા બદલાઇ નવ મળે
ક્ષત્રીનાં નામજ ટાળો વ્યંડળનુ નામ ધરાવો
દાઢી મુછો કતરાવો મહારી આશ થઇ નીરાશ,
ક્ષત્રી નાશ ખરે તો જણાયા સહુ વીર્ય ગયાં બદલાઇ.નવ મળે
( ભરથરી વીક્રમનો પ્રવેશ થતાં પીગળસેનનો
ધીકકાર વીક્રમને કાને પડવાથી )

**વિક્રમ મારમાર પાપી મુજને તું માર એ રાહ,**

શત કોટી છે રાજા ધીકકાર ( ૨ ) કાંઇ કર વીચાર શર્મ ધર,
લવાર વચન તણો શું માર ક્ષત્રી નહી શું ધાર
મારૂ તને હું ઠાર માળવ પરમાર સાખે શું ગાળ સતકોટી
માળવ છે મહારાજન તેનો વીચાર કર તું મન
કદી સાંખે નહી ક્ષત્રી તન
એમ ભાખે શુ ગાળ ધરા જશે રસાતાળ
સેવા ડોલી જાનાર દીનકર ઉંધો થાનાર
શશી તપી જનાર તુટે વીધી કરાર.
સુર્ય પૃથ્વી તો અડી જનાર સતકોટી

અરે દુષ્ટ રાજા તું તારા મનમાં જરા પણ વીચાર કર્યો વગર બોલે છે તો કાંઇ પણ શરમ આવતી નથી ? તારા કઠોર વચનની મારા દીલમાં રામરોમ જવાળા પ્રગટી છે પણ શું કરૂં વડીલ ભ્રાતની આજ્ઞા નથી નહીતો તારા કયારનાએ કોટી

કટકા કરી નાખ્યા હોત પરમાર ગાંદીનું તને જરા પણ ભાન રહ્યું નથી, એટલુંજ નહી, પણ અમારા આવવા પહેલા સ્વયંવર થઈ થયાજ કેમ ! અરે ખરેખર તેં માળવગાદીની શરમ તોડી છે. પણ લાચારીથી મારા હાથ અટકાવું છું નહી તો ફળ ચખાડત.

**પીંગલસેન—** (સ્વગત અરે હું કેવો મુર્ખ !) માળવ ગાદી સર્વથી સર્વોતમ તેનેજ મેં વીસારી મુકી, મુર્ખ પ્રધાનના કહેવા ઉપર આધાર રાખી લાંબી નજરથી નીહાળ્યું નહી, તેણે તો પોતાના નામના ગુણ જણાવી દીધા. પણ ક્રોધીત બનેલ પરમારોને તો ઠંડા પાડુ (ચાસન) મારા મુગુટમની કુમારો મારામાં તે ખરેખર ભુલ આવી છે; હું તમારો ગુન્હેગાર થઇ ચુકયો છુ હવે તમારી ખુસીમાં આવે તેમ શીક્ષા કરો તમારા ચરણમાં સીશ મુકુ છુ.

**ભર્તુહરી**–મહારાજ શ્રી પીંગલસેનજી આટલી બધી ઉપમાને હું લાયક નથી આપ મોટા છો તો મારા પુજ્ય ઠેકાણે ગણાઓ છો, તેને બદલે મારા ચરણમાં શીર મુકો છો તે વ્યાજબી ગણાય નહી, અને ભુલ છે તે માણુસને માટે ; કોઇ પણ પ્રકારથી ઓછુ લગાડો તો મારા સમ છે. વીક્રમ હજી બાળક છે તેના બોલવા સામે જરા પણ ધ્યાન આપશો નહી. થવાનૂ હતુ તે થઇ ગયુ. મહારાજ નીશાન કેવી રીતે તોડવાનું છે ?

**પીંગળ**—મહારાજા સુવર્ણ મચ્છ ચકર ચકર ફરે છે તેને તોડી નીચે જળાશયમાં નાંખવાતું છે.

**ભર્તુહરી**–અહો એમાં શી મોટી વીસાત છે ? (શંકર સ્મરણ કરી એક બાણે મચ્છવેધ કરતાં જયજયકારના ધ્વની સાથે પીંગળા વરમાળા આરોપવા શણગાર સજી હાજર થઇ. )

**પીંગળા**–પ્યારા પ્રાણનાથ, માતાપીતા સહકુટુંબ સહોદર સમીપ તેમની આજ્ઞાથી આપના સુકોમળ કંઠને વીષે માળા આરોપી શુદ્ધ પ્રીતીની અવીચળ ગાંઠમાં સદા પ્રેમવૃદ્ધિ થતી રહે એવી અહોનીશ આપની દીન કીંકરી આશા રાખે છે.

**ભર્તુહરી**—પ્રીયા, તમારા તથા મારા પ્રેમમાં ઇશ્વર સદા સહાયકુળ રહે એવી મારી પણ અહોનીશ માગણી છે. (ચાર મંગળ વર્તાયા બાદ)

સર્વ મંડળ–આ કામ રતીનું જોડું પરમકૃપાળુ અવીચળ રાખે એવી સહુની આશીશ છે.

# પ્રવેશ ૪ થો.

## પિંગળાનો પિયરમાં મહેલ

કપટકળા–બાઇ પ્રથમ તો બહુ ફડાકા મારતા ? પણ હું કહેતી નહિ કે જ્યારે રાજ્યકુમારની પ્રાપ્તી થશે ત્યારે બીચારો મદનપાળ તો ક્યાંઇ પડયો રહેવાનો.

**પીંગળા**–દાસી તું તો ખરેખર મુરખ જણાય છે ? હું પણ પીંગળસેન જેવા ખાનદાન મહારાજાનું છોરૂં છુ જ્યારે વચનથી ફરીશ ત્યારે તો પછી થઇ રહ્યુ ના ? ફુંડું તખમતાં થયું છે તો ઘણુ અવળુ પણ હવે તો લાગી તે લાગી. કદી છુટવાનીજ નહી. મદનપાળ મારી પાસે તે બીચારો શા હીસાબમાં છે પણ થયુ તે ખરૂ જ્યારે જીવ તેની સાથે બંધાણો. ત્યારે તે પ્રીતીમાં ફસાવી કોઇને પડતો મુકવો તે અગટીટ જણાય તેના ગુણ તરફ તો નજર કરતાં અતીશે ધીક્કાર વછુટે છે. વગર વાંકે ભલો મારો વાંસો ને ભલો તેનો ચાબુક. થાય તો ખરૂં પણ તેને છોડવો નહી જ. અત્યાર સુધીમાં જે સુખ મલ્યું

છે તેનો બદલો આપણે જન્મપય પણ વારી શકીએ તેમ નથી. ઇશ્વર સઉ સારા વાના કરશે માટે જરા પણ તે બાબત મારા વીશે અણુવીશ્વાસ નહી આણ

કપટકળાબાઇ—છે તો તેનું પણ વચન અને સાવધપણુ બન્ને સાચવજો.

પીંગળા–ત્યારે શું તેમાં ફેર પડે બે દીવસ થયા યારને મળાયું નથી તેથી મારૂં ચીત્ત ત્યાં ચોટી રહ્યું છે તેને પણ તેવીજ રીતે વીરહ દુખ સાલતુ હશે માટે તું તેને તેડી લાવ તો સારૂં જેથી બંનેની અગ્ની શાન્ત પામે.

કપટ–લ્યો આ ચાલી.

## પ્રવેશ ૫ મો.

### અશ્વશાળા

મદન—સાળી રાંડનો શો વીશ્વાસ કે પ્રથમ તો કહેતી હતી પણ મને જરાબી ખબર એની તરફથી મળી નથી એની સાથે દોસ્તી કરવામાં કાંઇ પણ શરમ નથી નાદાનકી દોસ્તી ઓર જીવકા જાન એ કહેવત સાચી છે એ રાંડ તો પુરેપુરી લુચ્ચી પણ માળવાના રજપુત રાજા જેવા તેવા કરડા નથી તેની દોસ્તી માંથી કોઇ દીવસ નકકી આપણું મોતજ આવવાનું માટે તેની યારી રાખી જોખમમાં શા માટે પડવું જોઇએ. પીગળસેન જેવા મહારાજા પણ એની પાસે બકરી જેવા થઇ ગયા છે તો આપણી શી તાકાદ બીજો કાંઇ પણ લાંબો વીચાર ન કરવો પરમેશ્વરની કૃપાદ્રષ્ટીથી બીજુ જોઇતું હશે તે કયાં મળે તેમ નથી માટે તેની યારી તો ખચીત છોડી દેવીજ ( કપટકળા આવે છે ]

કપટ—કેમ અશ્વપાળજી શા વીચારમાં પડયા છો! રીસતો હશે પણ નીર ઉપાયે તમારો વીયોગ વેઠવો પડયો હવે વખત મળ્યો છે, માટે તાકીદે પધારો મારાં બાઇ સાહેબને જરા પણ ચેન પડતું નથી.

મદન—ક્રોધાવેશમાં કોરડો મારી, રાંડ લુચ્ચી અહીં શા માટે આવી તાકીદથી ચાલી જા, શા માટે ઢીલ કરે છે! હું કદી આવ-વાનો નથી, તારી બાનુ જા મારે કામ નથી.

કપટ—અશ્વપાળજી કોરડો શા માટે મારો છો! તમારો ગુન્હો તો થયો; પણ હવે ક્ષમા કરી પધારો. આપ નહી આવો તો મારા બાઇ વીયોગે અતીશય પીડા પામી પ્રાણ ત્યાગ કરશે તો પછી તેમાં સારૂ ફળ નહી નીકળે.

મદન—એવો અત્યંત પ્યાર મારી ઉપર છે ત્યારે તો હું ભુલ્યો પણ હું ત્યાંતો કદી નહીજ આવવાનો કારણ માળવાવાળા જેવા તેવા નથી, એવાની સાથે બાથ ભીડવામાં મારી તાકાત નથી.

કપટ—એ બાબતનો અગાઉથી બંદોબસ્ત કરી રાખ્યો છે. વળી આપના માટે ઉંચા પ્રકારનો શરબત મંગાવ્યો હતો તે પણ આવી ગયો છે.

મદન—ત્યારે તો ઠીક તું પ્રથમ ચાલી જા. હું પાછળ પાછળ ચાલ્યો આવું છું.

## પ્રવેશ ૬ ઠો.

### પીંગળાનો મહેલ.

પીંગળા—દાસીને તેડવા ગયાને ઘણીવાર થઇ; પરંતુ હજુ સુધી આવી નહી. રાજાજીને આવવાનો વખત થઇ ગયો છે બે દીવસથી મળાયું નથી તેથી જીવને જરાપણ ચેન પડતું નથી.

કામાગ્નિએ બરાબર છાપો મારા દીલની અંદર લગાવ્યો છે. મદન પીડા મારાથી સહન થતી નથી તેમ યાર વીના પ્રજળીત અગ્ની શાંન્ત પામતો નથી, પ્રભુ જ્યારે મારો આત્મા યારની સાથે સંપુર્ણ જોડી દીધો ત્યારે વીયોગ શા માટે રખાવે છે.

ક્યાંથી આ સંભળાય મધુર સ્વર.

પડે ના મુજને ચેન, યાર વિના, પડે ના મુજને ચેન,
મદન પીડે છે દીનરેન, યાર વીના પડે ના મુજને ચેન;
બાવરી બની છું અકળાઇ ગઇ છું તલસ્યાં છે મળવા નેન. યારની.
ખાનપાન સર્વ શણગારો બની ગયાં છે દુઃખ દેણુ　　યારની.
રઝળતીનું દુઃખ તો ટાળો, પ્રણુ સ્વીકારો મુજ કહેણુ,　　યારની.
ચીત પરોયું, મન તો મોહ્યું, રોઇ લાલ થયાં નેન,　　યારની.

( કપટકળા આવે છે. )

કપટ—બાઇ સાહેબ તમારા યારના પ્રતાપમાં તો મારાં હાડકાં રંગાઇ ગયાં છે. હવે હું કદી ત્યાં જવાની નથી.

પીંગળા—કેમ નથી જવાની શું નોકરી કરે છે કે અહીં અમસ્તી રહી છે ?

કપટ—બાઇ પણુ આવી નોકરી !

પીંગળા—અને ગમે તેમ થયું પણુ તેઓ કયારે આવશે કેમ ન લાવી ?

કપટ—બાઈ મારી ખબર પુછો છો કે યારનેજ જંખ્યા કરો છો !

પીંગળા—મેં તને કેટલી વખતે કહ્યું કે મારો હુકમ ઉથાપવો નહી.

કપટ-પણુ સાંભળો મહારાજાની સ્વારી આવી કે શું ?

આસ્તે કદમ મુલાકાતસે કદમ આજુસે નીગા રખો મેહેરબાન માળવપતી ભરથુહરી મહારાજા ધીરજને ઘણી ખમા.

**પીંગળા**--દાસી માળવપતીની સ્વારી આવી પહોંચી કે શું તાકીદ રાખ.

**કપટ**--બાઇ હવે તો વિચાર છોડી દઇ સ્રીચરીત્ર લડાવવામાં સાવધ થાઓ કારણ હજુ પ્રથમ પ્રયાસ છે અશ્વપાળને આવતા અટકાવવા જાઉં છું કારણ તેને ભાન નથી, મહારાજા હશે તો પણ ધસ્યો આવશે.

**પીંગળા**--તેમ થતાં તેને લાગશે તો બહુ ખોટું પણ લાચારીથી કરવું પડે છે તેને ગુસ્સો ચડવા દઇશમાં આ લે આ સવા લક્ષની જરીયન સાડી તથા મદ્ય પણ સાથે લેતી જજે તે સુપ્રત કરી તેનો આત્મા ખુશીમાં રાખજે.

**કપટ**--તે બહુ સારૂં બાઇ તે વીષેની ચીંતા કરશો નહી લ્યો હવે જઉં છું.

( દાસી ગયા બાદ ભરતુહરી આવે છે. )

**ભરતુહરી**--પીંગળાના સ્વરૂપપર સ્તબ્ધ બની સ્વગત અહા પ્રભુ આ શું મારી નજરે જાઉં છું! સ્વપ્નું તો નથી! શું આવું પદ્મની રત્ન મને પ્રાપ્ત થયું છે! ત્યારે મારા જેવા મહદ્‌ભાગ્ય કોનાં સમજવાં! ઉર્વશી ઇંદ્રાણી કે શેષ કન્યા આના અતુલ્ય સ્વરૂપ પાસે શા હીસાબમાં છે! શું આ મૃગાક્ષીના હસ્તથી પ્રેમરૂપી વરમાળા કંઠમાં આરોપાએલી છે! અહા પ્રભુ તારી ગતીને શહસ્ર વખત ધન્યવાદ આપું છું કે મારા નસીબમાં આવું રંભા રત્ન પ્રાપ્ત થયું.

**પીંગળા**--પધારીએ પ્રાણેશ્વર માળવપતી શું વીચારમાં પડ્યા છો શું આ દીન દાસીથી કાંઈ અપરાધ તો નથી થયો. કદી ગુન્હો હોય તો ક્ષમા બક્ષીસથી કીંકરીને સેવામાં લેવા ઉત્કંઠીત થશો બીરાજો પલંગ ઉપર.

હામ હૈયે નહિ હાર સુંદરી હામ હૈયે ન હાર સુંદરા એરાહ.

ભર્તુહરી-પ્રભુ કૃપાનો ન પાર પ્રેમદા પ્રભુ કૃપાનો ન પાર.
જોડી મળી કીરતાર. પ્રેમદા.
પ્રાણુથી પ્યારી સ્વરૂપ ધારી જોડી તારી તો નહી મળનારી,
તુચ્છ તારી પાસે છે ઈંદ્રાણી.
મહદભાગ્ય પ્રીયા અતીશે મારાં. કરૂં કહી નવ તમને ન્યારા.
વસ્યા છો દીલ મોઝાર, પ્રક્યા તમે વસ્યા છો દીલ મોઝાર. પ્રેમદા.
નંદન તારૂં ચીત હરનારૂં, તુજથી અધીક કંઇ કંઇ નવ ધારૂં.
મુરતી કુમારી છું બલીહારી ચોટી છે પ્રીયા ચીતમાં મારી,
પ્રગટે છે અતી પ્યાર, તુજપર પ્રગટે છે અતી પ્યાર. પ્રેમદા.

ભર્તુહરી—પ્રીયા હું પણ તમારા પ્યારની અધીક અભીલાષા ચાહું છું કારણ પરમકૃપાળુ સ્ત્રી પુરૂષનું જોડું સરખું મેળવે છે તે અમુલ્ય વઇભવ વીલાષનું સુખ ભોગવવા માટેજ સરખું જોડું તો ક્યાંઇ હોવુજ નથી. કાંતો ઉમરમાં સરખાં ન હોય, ઉમરમાં સરખાં હોય તો સ્વરૂપે અદકાં ઓછાં હોય, કદાપી તેમ પણ સરખાં હોય તો વિદ્વાન પંક્તિમાં તફાવત પડતો હોય, નહી તો સ્વાભાવીક અણગમતોંજ થયા કરે, મતલબમાં કોઇ પણ જોડું સરખું મળતું નથી ભાગ્યશાળી અને પુર્વના અથાગ દાનેશ્વરી હોય તેનેજ સરખી જોડી મળે છે આપણો દયા સાંધુની અતીશય દયાથી સરખી જોડી મળી છે, તો પ્રેમવૃત્તિ કેમ નહી થાય ?

પીંગળા— ગાયન

મળ્યા મુજને પ્રીતમ પ્યારા (૨)
પ્રીતમ પ્યારા, પ્રાંણ આધાર મળ્યા છો,

સોનાનો સુર્ય ઉગ્યો છે મારે, મેહ મોતીડાના મન તો ધારે,
અખંડ નિભાવો પ્યારા, પ્યારે નીભાવો પ્યારા ચર્ણુની દારા.
ચર્ણુની દાસી પ્યારા તમારી, દાસીની સેવા સ્વિકારી,
વીનતી મારી ઉરતો ધારી. ઉરધારો દાસ સ્વિકારો પ્યારા મળ્યા છો

પ્રાણેશ્વર પરમેશ્વર પતી મારી વિનંતી છે કે અત્યંત પ્રેમથી જોડાએલા જોડામાં સદા પ્રેમવૃદ્ધિ થતીજ રહે,

**ભર્તુહરી**–પ્રીયા ચંદ્રનું ચકોરમાં, મયુરાનું ધનમાં અને દીપનું પતંગમાં જેમ અહોનીશ ચીત ચોટેલું છે તેવીજ રીતે મારી પ્રતી તમારી પ્રીતી બંધાણી છે એમ ખાત્રીથી સમજજો.

**પીંગળા**–નયનકોન્ત આપ અનીશે શ્રમીત થયા હસો માટે જરી નીદ્રાવશ થાઓ તો આપની કોમળ ચર્ણુની સેવારી મારી દેહ પવિત્ર કરૂં.

**ભર્તુહરી**–મુગ્ધા એ શું બોલ્યાં શું તમે સેવા કરવા યોગ્ય છો કદીજ નહી રાજપકુમારીકા તમને નીદ્રા આવતી હોય તો ભલે સુઇ જાઓ, હું પણ તમારી જોડેજ સુતો છું.

**પીંગળા**—પ્રભુ મારો એવો આગ્રહ નથી આપને તે વીશે બોલવા વૃથા તસ્દી આપવી તેની ક્ષમા કરશો.

**ભર્તુહરી**–વાહ સુંદરી એવું શું અનુચીત કર્મ કર્યું કે તેથી સહેજ બાબતમાં પણ ક્ષમા માગી મને શરમીંદો કરો છો કાન્ત ! તમને આજે જણાવવું છે આજ મને સ્વસ્થાન છોડવા લગભગ આઠ દિવસ થયા, વળી લઘુ બન્ધુ વિક્રમ પણ સાથેજ છે, તો ઉજ્જન જવા મારૂં દીલ ઉશ્કેરાયું છે; માટે તમે તમારી માતુશ્રી વિગેરેની સંમતી લઇ વિદાય થવાય તેવો બંદોબસ્ત કરશો.

પીંગળા—ઘણીજ ખુશાલી પણ પ્રિતમ.

ભરતુહરી—કેમ બંધ રહ્યા ? નકી સમજજો કે તમારા વિચાર વિરૂદ્ધ કદી પગલું ભરવાનો નથી, માટે જે બાબત કહેવાની હોય તે ખુશીથી કહી બતાવો.

પીંગળા—પ્રાણાધાર બાબત તો સહેજ છે તે એ કે મારી દાસી અતિ વિશ્વાસુ તથા શુશિલ સ્વભાવની છે, તેના માબાપો વંશપરંપરાથી અમારી નોકરી કરતા આવે છે તેનો મદનપાળ નામનો ભાઇ હાલ અશ્વશાળામાં નોકર છે હાલમાં તેની બેનની પિછાનેથી તથા મારા માતાપિતાશ્રીની રજાથી મારી પાસે આવી જાય છે તેની શુદ્ધ નિર્મળ ભકિત તથા કાલાવાલા બોલથી સ્વભાવિક રીતે ભ્રાતા સમાન પ્રીતિ તેની તરફ ઉશ્કેરાય છે, માટે આપ કૃપાનાથ તેને સાથે લેવાય એવો બંદોબસ્ત કરશો ?

ભરતુહરી—મને તમારી સંપુર્ણ ખાત્રી છે સારી ચાલનો એમ તમારૂં દીલ કબુલ કરતું હોય તો તે ખુશીથી સાથે લ્યો,

પીંગળા—પ્રિયતમ એવી શું હું મુર્ખ છું ! આપની ધ્યાનમાં આવે તેમ કરો હું તો તે બીચારીની દયા ખાતર કહેતી હતી,

ભરતુહરી—પ્રિયા શું તમને ઓછું લાગ્યું ખુશીથી લેઇ લેજો કારણ જેનું અંતઃકરણ શુદ્ધ છે તેની શી હરકત છે લ્યો પ્રિયા વખત ઘણો થયો છે આપણે વિશ્રાંતી લઇએ.

પીંગળા—જેવી પ્રાણેશ્વરની મરજી. ( સુઇ જાય છે, )

પ્રથમ અંક સમાપ્ત.

## અંક બીજો પાત્ર વર્ગ.

કુરસીંહ—
કાળસીંહ— } માળવા દેશ તાબેના ખંડીઆ રાજા.

વિક્રમ—ભરતુહરીનો લઘુ બંધુ.
નરપતશારામ—ઉજ્જન નગરીનો ગરીબ બ્રાહ્મણ.
અંબિકા—ઇશ્વરઅંશી દેવી.
કપટકળા—પિંગળાની દાસી
ભર્તુહરી—માળવદેશનો રાજા.

# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

ક્રૂરસિંહ—ભાઇ આપણે સાંભળેલી વાત તો ખરી ઠરી વખત તો અતિશય ઉત્તમ મળ્યો છે ઘણા દિવસની બળતરા છે તો હવે ઓછા કેમ ઉતરશું! પડે ભરતુહરી તો જ્યારથી સ્વયંવરમાં વિજય કરી નવી રાણી લાવ્યા ત્યારથી જનાનામાંથી બહાર નિકળ્યા નથી વિક્રમાદિત્યનો ભય ઓછો નથી. પણ અત્યારે તે હાજર મળે નહી અચાનક બખેડો થવાથી યુદ્ધ કરવા ગયો છે બિચારા પાછળના તો ભાત ખાઉ તે શું કરવાના હતા ? કોઇ મરવા માટે ખુશી હોય તો લડે ખરૂં પણ કયારે ? કે જ્યારે ધણી મોખરે હોય ત્યારે ધણી વિનાનાં ઢોર માટે મારા શુરવીર સહાયકો આવો અમુલ્ય વખત ફરી ફરીને પ્રાપ્ત થવાનો નથી. ગંગારૂપી પ્રવાહ ચાલ્યો જાય છે તેમાંથી બીન હરકતે સફળતા મેળવવી છે પરમાર તરફથી 'અત્યાર સુધીમાં કેવાં કેવાં દુઃખો સહન કરવાં પડયાં છે અને હજુ પણ જો તેને પુરી શિક્ષાએ નહી પહોંચાડીએ તો આપણને જંપી બેસવા દે તેમ નથી, આયારે તદન નિરબળ થઇ ચુકયું છે પંડે ભરતુહરી રાણીમાં લુબ્ધ બની જનાનાના બારણે પગ પણ મુકતો નથી તેમ વિક્રમ ઘરે નથી

ત્યારે કશી વાતનો ભય રાખવાપણુ છેજ નહી. માટે તમારી શેર હસ્ત અહી ઉતરી પડો.

લશ્કર—ઠીક મહારાજા અમે તો તમારૂ નીમક ખાધું તે આવશુંજ ના પણ કામ ભારે ઉઠાવ્યું છે રામ રાખે તો શરમ રહે એવો વખત છે.

ક્રુરસિંહ-કાળસિંહ શાને પ્યારી તમે ધિક્કારો એ રાહ, તલવાર પ્યારી, કર લ્યો ધારી, કર લ્યો ધારી, નાંખો સંહારી. તલવાર શુરવીર વીરો રણુના ધીરો, ઉજનમાં દયો ત્રાહી પોકારી. તલવાર પરમારે પીડયા, દુઃખ તો દીધાં દાઝ તેની અતી દીલ મોઝારી. તલવાર. વૈર તો વાળો ભયને ટાળો ઇનામ લ્યો પછી પ્રીતે સ્વીકારી, તલવાર.

લશ્કર—મહારાજા પણુ આ ખડખડાટ શેનો સંભળાય છે વળી કોઇનું લશ્કર ઉજનપર આવતું હશે કે શું ?

ક્રુરસિંહ—તેમજ હશે કારણુ અત્યારે માળવી સુર્ય અસ્ત થયો છે એમ ખાત્રીથી સમજો નહી તો ઉપરા ઉપરી પરદેશી સૈન્ય શું ધસી આવે જો એમ હોય તો આપણે પણુ તેની સાથે મળી જઇએ. ( વીક્રમ પ્રવેશ થરી )

વીક્રમ—અરે આ દુષ્ટ લોકોએ કેવી અનીષ્ટ ધારણા બાંધી છે, અત્યાર સુધી મેં ક્ષત્રી રીતી ખાતર ખંડીઆ તરીકે નહી ગણુતાં મીત્રાઇની રીતમાં ગણ્યા હતા વળી દરેક ચક્રવતી રાજાનો ધર્મ છે કે ખંડીઆ પોતાને તાબેવાળા જો કોઇ પ્રકારનું પ્રજાને દુઃખ આપતા હોય તો પદભ્રષ્ટ કરવા પણુ મેં આ ચંડાળોની ખાતર જ્ઞાતીલાની દીલમાં દયા ધારી. કોઇ પણુ અડચણુ નહી કરતાં તેની પ્રજાનું હેરાનગતી મહા પાપ મેં સહ્યું હતું છતાં કાંઇ

પણ વીચાર કર્યો વીના કેવો મનસુબો બાંધી ઉજન ઉપર આવ્યા છે તો તેનું ફળ તો પુરૂં ચખાડું મેં ઘણી વખત ક્ષમા આણી છોડયા પણ હવે છોડવાથી આપણને પુરત સાલવાને માટે પારપત્ત કરવા તેજ યોગ્ય.

મારા શુરવીર વીરો મારવા તીરો એ રાહ.

દુષ્ટો ઠાર મારૂં, નક્કી સંહારૂં દયા તજીને આજ;
કૃત્યો જોઇને કાળું, ઉઠે છે ઝાળું, લેશ ધરી નવ લાજ. દુષ્ટો.
મીત્ર તરીકે તમને તો જાણી, રાખી જુદી નવ રીત,
કર વેશ અતી માફ તો કીધા, દીલ લાવી બહુ હીત્ત;
આપ્યું ફળ વીચારી, ગુણ ન ધારી, કેવું છે કાજ. દુષ્ટો.
હવે છોડું નહી જીવતાં હું, આપું અતીશે કષ્ટ,
પરમાર લાજ લેવા તો ધારી. કરૂં પદેથી ભ્રષ્ટ;
જાન કાઢું આ વારી, ઠાર તો મારી તાબે કરૂં તમ રાજ, દુષ્ટો.

ક્રૂરસિંહ—( સ્વગત ) અચાનક આતે શું કહેવાય ધારણા કેવી પ્રકારની હતી અને બન્યું છે શું. લશ્કર પણ નાસી ગયું કારણ ઘણી વખત તેના ગુન્હામાં આવી ગયો છું ને મને ઘણીવાર છોડયો છે પણ આ વખત છુટકો થાય તેમ નથી.

ક્રૂરસિંહ—કાળસિંહ—મહારાજ અમે અંધ અવીચારી ચંડાળ જેવા આપના પરોપકારનું કંઇપણ ચીંતવન કર્યો વગર દુષ્ટ વીચારમાં મશહુર બની માળવ તરફ ધસી આવ્યા. માળવ પ્રભુ અમારે પશ્ચાતાપનો તાપ રહ્યો નથી પ્રતીજ્ઞા પુર્વક કહીએ છીએ કે આપ મહારાજા આ વખત જો માફ કરો તો તેવા અનીષ્ટ વીચારો માળવાની સરહદ ઉપર પણ આવશુ નહી માળવ પ્રભુ હવે તમારા શર્ણમાં આવ્યા છીએ. ખુશીમાં આવે

તેમ કરો તો મરવાને તૈયાર છીએ.

વીક્રમ—નીમકહરામી દુષ્ટો છં તમને કેટલી વખત છોડી મુક્યા પરંતુ તમો તેવા નીર્લજ કૃત્યમા પછાત પડયા નહીં. આ વખત કદી જીવતા જવા દેવાનો નથી, સ્મરણ કરવું હોય તેનું કરી લ્યો.

કુરસીંહ-કાળસીંહ—ત્યારે પ્રભુ તમારી ખુશી મુજબ કરો અમે તો તમારા શરણમાં છીએ.

વિક્રમ—શાંતિલા સમજી આ વખત દેહાંત દંડની શીક્ષા કરતો નથી પણ અત્યારથી તમને પદભ્રષ્ટ કરી નજરકેદ તરીકે રાખવામાં આવશે. સીપાઇ બનેકો બાંધો

સીપાઇ—જી મહારાજ જઇસા આપકા હુકમ. (બંનેને બાંધી લઇ જાય છે. )

## પ્રવેશ બીજો.

( અરણ્યમાં માતાનું મંદીર. )

નરપતશરમા—માત મારા દુઃખનો પાર ક્યારે આવશે તેની જરાપણ સમજ પડતી નથી અરે હું છેક નીરાધાર છું માતા પીતા બાલ્યારસ્થામાં મુકી મરણ પામ્યા પર્યંત અત્યાર સુધી દુઃખ અને દુઃખ જાણું છું. જગ અંબીકા ત્રણ વરથી એક નીષ્ટાથી અસંત દુઃખ સહન કરી શુદ્ધ વૃતીથી તારૂં સેવન કરૂં છું પણ હજુ કાંઇ પ્રસન્ન થઇ નહી તો હવે મરવું તેજ ઉચીત ધારૂ નીરાધાર રહી જગમાં દુઃખ ભોગવું તેથી મરવું હજાર દરજ્જે ઉત્તમ ધારૂં છું.

આ વૃથા જગતમાં રહી મારે શું કરવું છે એમ કહી ગળે ખડગ ધરે છે અરે અંદરના ભાગેથી હોંકાર શેનો થાય છે! આ મને મારવા માટે કોણ અટકાવે છે! પણ અહી તે કોણ હોય.

મન ભમીપ છે. સંસાર વૃથા શું બંધાઈ રહો છો આત્માને પરમા-ત્માની હજુર કર્યા વિના છુટકારો નથી લેજે અંબીકા તું મારો ભોગ શીશ ઉપર ખડગ મુકતાં અંબિકા પ્રગટ થઇ.

અંબિકા—અરે બ્રાહ્મણ તું શાને માટે મરે છે નકી સમજજે કે સ્વ પ્રાણઘાત કરવાથી આત્માનો છુટકારો નહીજ થાય કોટાનકોટી વરસ સુધી રઉરવ નરકમાં રહેવું પડે છે માટે ધીરજ ધરી સુખેથી ઘેર જા. ઇશ્વર તારૂં કલ્યાણ કરશે.

નરપતશરમા-માત ! જ્યારે આપના દરશનની પણ ભાગ્યોદય ન થાય ત્યારે પછી પરમેશ્વર શું કરવાના હતા. માટે હું તો કદી જવાનો નથી.

અંબીકા—ત્યારે એમ તો ન થાય લે આ અમરફળ પણ તેનું પ્રાસન તું નહી કરીશ કારણ કે તું અમર થા તેમાં શું થયું. પેટ ભરવાની તારામાં શક્તી નથી તો વળી વધુ હેરાન થવાનો વળી આ ઇશ્વરી બક્ષીશ મને માળવપતી ભર્તુહરી માટે મળી છે તો તું તેને સુપ્રત કરજે એટલે તારૂં દરીદ્ર દુર થઇ જશે એમ ખાત્રીથી સમજ.

નરપતશરમા—બહુ સારૂ માતુ જેવી આપની આજ્ઞા. માતુ અલોપ થતાં નરપતશરમા ફળ લઇ રસ્તે પડે છે.

## પ્રવેશ ૩ જો.

### પિંગળાનો રંગ મહેલ.

પીંગળા—દાસી પીયરથી આવ્યા લગભગ છ માસ થવા આવ્યા પરંતુ હજુ યારનાં દર્શન થતાંજ નથી જનાનાનો એવો તો પાકો બંદોબસ્ત છે કે ક્યાંય પણ ઉપાય લાગુ પડે તેમ નથી ત્યારે હવે શું કરવું વીરહગ્ની મારાથી વેઠી શકાતો નથી તેમ માળવપતીથી મારૂં મન શાંતી પામતું નથી યાર વીના ક્ષણ વખત પણ નહી ચાલતો

તેને બદલે છ છ માસ વહી ગયા ત્યારે કરવું શું ? તારા ધ્યાનમાં આવે તો સાંભળ.

જોઇ દેજો જવાબ આ પુછુ છું તે–એ રાહ.

પિંગળા–સુણ શાણી સખી કામ પીડે છે બહુ. (૨)

પીડે છે પીડે છે કામ પીડે. સુણ૦

અશ્વપાલની યારી થકી તો સુખ મળ્યું નહી જરા ખરે સુણ૦

વીક્રમાદીત્યની ઉપર તો મારૂં મન અતીશે મોહી રહે, સુણ૦

ગમે તેવા તો પ્રયાસ રચી સુખ તો માણું તેથી અરે સુણ૦

ઇંદ્ર થકી પણ અધીક રૂપાળો મેળવ પ્યારો દાસી ખરે ! સુણ૦

તેમ થતાં દાસી દુઃખ તો મારૂં ? તો તાણું તો નકકી ટળે. સુણ૦

અહા ! શું તેનું સુંદર સ્વરૂપ ! તેણે મારૂ ચીત તદન હરી લીધું છે ગમે તેવો પ્રસંગ મેળવી અહીં લાવ નહી તો નીચ્ચે આતમઘાત કરીશ મારૂં મન અતીશે વીહવળ થયું છે માટે તાકીદે જા.

કપટકળા–પણ બાઇ સાહેબ દુઃખનું મુળ–તે છે વીક્રમના ડરથી બીચારો થર થર કંપે છે તેથી મળી શકતો પણ નથી.

પીંગળા—દાસી હવે અશ્વપાળની આશા રાખવી તદ્દન મિથ્યા છે માટે તેને લાવ્યા વગર છુટકો નથી.

કપટકળા—એકમાંથી બે કર્યો કરોછો વળી પોગળ પકડાઇ જશે.

પીંગળા—તારે તે બાબતની કાંઇ પણ પંચાત કરવી નહી મળવાનો વખત પુરો મળ્યો છે રાજાજી શીકારે ગયા છે તે સાંજે આવશે માટે તાકીદથી તેડી લાવ.

કપટકળા—પણ બાઈ કુમાર શુદ્ધ વિર્યના છે તેના હસ્તથી જોવું અનીષ્ઠ કર્મ ન બને ખાત્રીથી સમજજો કે એથી ઉલટું દુઃખ પ્રાપ્ત થવાનું માટે મારૂ કહેવું જરા ધ્યાનમાં ઉતરે તો સારૂ તે કદી પીગળે તેવા નથી.

પીંગળા અરે શું ન પીગળે સ્ત્રીની પાસે પુરૂષ શા હીસાબમાં છે મોટા મુનીવરો પણ ચળે તો બીચારો વીક્રમ તો શી ગણત્રીમાં વળી તે મારા સ્વરૂપ પાસે ગમે તેવા કઠીન હોય તો પણ શું થયું.

કચો વેશ્યાએ કેર,—એ રાહ.

સુણ સખી શાણી તુ પ્યારી, વાત અમારી ઉર લેજે ધારી,
કરૂં છું સાચી, નારી પાસે તો નર રહે છે રાચી;
સુર નર ડોલી તો જાય, ચળે મુનીરાય, ફેર જરાય, સુણ૦
નહી તું માને ભલે સઉ ભુપ પડે છે કુપ,
મોની માહે, કટાક્ષ કરતા ધાવ પીગળી જાવે. સુણ૦
માટે સખી તેડી લાવ, એહને આંય, દુખ તો જાય;
મળ્યાથી જે મે હરી લીધું છે મુજ મન પ્રીતથી તેણે. સુણ૦

કપટકળા—બાઇ હું તો તમારો હુકમ શીરોચસ્મ કરૂં છું. પણ આથી સારાં ફળ પ્રાપ્તીની આશા નથી.

પીંગળા—તારે તે વિષે વધારે ચોળ કરવાની જરૂર નથી ગમે તે પ્રસંગ બતાવી તેડી લાવજે નહી તો હું આત્મહત્યા કરીશ.

કપટકળા—એ બાબત કહેવાની જરૂર નથી સર્વ ચરિત્રો હું જાણી ચુકી છું. ( ગયા બાદ )

પીંગળા— સીહાનો કનરો.

ચીતડું ચોડી ગયું છે. મન તેનામાં મોહી રહ્યું છે;
કામજવાળા તો પુરણ લાગી, તન મન તેણે હરી લીધું. ચીત૦
ઇંદ્રથકી પણ અધીક રૂપાળા, કામનું રૂપ તો તેને ધર્યું છે,
અવસ્ય મળે નહી જોડી તો જગમાં, ભમીત મન મારૂં કર્યું. ચીત૦
સંસારીક સુખ સઘળાનું, રહસ્ય તેને વીશે રહ્યું છે;
પુરણ ભાગ્યે મળે પ્યારી, જીવીત સફળ તેથી ગણું છું. ચીત૦

( દાસી વીક્રમ સહીત પ્રવેશ કરે છે. )

વીક્રમ—માતુશ્રી મને અત્યારે બોલાવવાની શી જરૂર પડી છે જે કાંઇ હુકમ હોય તે પુત્ર પ્રત્યે ફરમાંવશો.

પીંગલા—રાજકુમાર! વીશેષ લધુ પડતા શબ્દો બોલવાની જરૂર નથી ફકત આપના દર્શનની અભિલાષાથી અહીં બોલાવવા પડયા છે. દાસીને આશા છે કે મારી મનોવ્રતી પુર્ણ કરી કામથી બેહાલ થયેલ કીંકરીને આપની સેવામાં લેવા કૃપા કરશો.

વીક્રમ—અરર માતુશ્રી એ શું બોલ્યા આતો એક અજબની વાત કહેવાય, શું આવો દુષ્ટ વીચાર તમારા દીલમાં. હરહર શંકર આ શું કહેવાય, શુદ્ધ ક્ષત્રાણી થઇ આવા કનીષ્ટ વીચાર કરતાં જરાપણ શરમાતા નથી.

પીંગલા—વધારે વીવેચનથી રાજકુમાર મને દુઃખી નહી કરો અને કામથી વશ થયેલ દાસીને સેવામાં સ્વીકારો.

વીક્રમ—આતે તમારૂં ચીત્ત ભ્રમીત થયું છે, કે શું પુત્ર પ્રેમ વીસારી આવી દુષ્ટ વાંચ્છના મારી પ્રત્યે કરો તે શું તમને લાજમ નથી? આ તો તમે છો, તો નહી મારા શીયળવ્રત ભંગ કરનારને અત્યાર સુધી મારી આગળ રહેવા દઉં નહી.

પીંગલા—પ્રીય કાન્ત! જ્યારે આપ મારી આ શાન્તવ્રતી નહી કરો ત્યારે તમે જે પરદુઃખભંજનનો ઇલકાબ ધારણ કર્યો છે તો તેને નામોશી લાગવાની.

વીક્રમ—માતુ હજુ સુધી મનને થોભી રાખું છું છતાં તમે પ્રેમીના ઉપનામથી મને બોલાવો છો તો તેથી સારૂ ફળ પ્રાપ્ત થશે નહિ. "**પરદુઃખભજન નીતીને રસ્તે થાઉ છું પણ અનીતીના રસ્તામાં કદી પડતો નથી.**"

પિંગળા—હવે જોઇ નીતી અનીતી પ્યારા હું તમારા ચરણે શીર મુકીને કહું છું કે મારો અનાદર નહી કરો.

વીક્રમ— ગોપીચંદ લડકા

હે મમ માત કૃપાળુ વચન વદો વીચારથીરે,
આવી દુષ્ટ આશા દીલમાં, ધરો નહી મુજ માત;
પુત્ર પ્રમાણે પ્રેમ આણીને વદો બરાબર વાતરે. મમ૰
આમ કદી માતુ નવ થાયે પ્રથ્વી જાય રસાતાળ;
શેશ કદી ભાર નવ જીલે, આકાશ તુટી જનારરે. મમ૰
કષ્ટ ટેક તોડી જગતમાં, છોને ખુબી તો જોય;
સુર્ય ચંદ્રનીજ ગતીથી, અવળાં કદાપી થાયરે. મમ૰
સાગર સરખા માજા તો મુકે, સીંહ તૃણ કદી ન ખાય,
પરમાર વંશ ચુકે કદી ના, સાચો માનો મુજ માતરે મમ૰

માટે એવો દુષ્ટ સંકલ્પ તમારા દીલથી દુર કરો,

પીંગળા— દિલખુશ પ્યારી.

પ્રીતમ મારા નયન તારા, ચીત પ્રીયાનું તમે હરયું છે.
સુંદર સ્વામી, નમુ છું નામી, કામનું બાણુ તમે ધરયું છે. પ્રીતમ૰
અધીક રૂપાળા, મોહન મારા, કામણુ મુજને તમે કરયું છે. પ્રી૰
વીનતી મારી, ઉરતો ધારી, સેવા ગ્રહો એમ દીલ ઠરયું છે. પ્રી૰
વીરહ દુખ, કરો વીમુખ, તમ પ્રીતીમાં મુજ મન વસ્યું છે. પ્રી૰

પ્યારા ગમે તેમ કરશો તો પણ હું તમને છોડનારી નથી ખાત્રીથી સમજશો કે આવો અમુલ્ય વખત ફરી પ્રાપ્ત થવાનો જો મને તરછોડશો તો અત્યારે હત્યા કરી સ્ત્રી હત્યાનું પાપ શીર સપ્રત કરીશ, નહી તો જે ફટાયાનો હક ભોગવો છો તેથી મુક્ત થઇ માળવ ગાદીનું છત્ર તમારે શીર ધરાય એમ શ્રેય સમજજો

ચતુર પુરૂષને વધારે સમજાવવાની જરૂર નથી ટુંકામાં તેનો બધિ સાર ગ્રહણ કરો.

વીક્રમ— ઝુલણા છંદ બીલાવર.

કાંઈ વીચારને, શરમ તો ધારને, કાઢે શું નીચ આવી તું;
સહસ્ત્ર વાર તો કોટી ધીકકાર છે નીચ તુખમ તુંતો જણાવી,
ધીક છે માતને ધીક છે તાતને સહસ્ત્ર કોટી ધીકકાર જાતી.
ધીક તુજ નામને ધીક તુજ કામને ધીક છે તારી કઠોર છાતી,
મુજ ભાઈ તણી ઘાત ઇચ્છે ઘણી જાન તારો આજ કાઢું,
પણ હત્યા તણી બીક લાગે ઘણી તેથી ખટક ન ચાલે મારૂં,
હાય વ્યભીચારણી ધીક છે જારણી પરમારની લાજ લેવા ધારે.
રોમ રોમ લાય હા પ્રગટે કાર્યમાં શું કરૂં ઈલાજ કંઇ ન ચાલે.

ધીક છે તને તારી જાતને અને તારા કુળનો સહસ્ત્ર કોટી ફીટકાર, છે, અરે તેં ઉભય કુળને લજાવ્યાં છે. પ્રથમથી ખબર હોત તો માળવ મહારાજા કદી તારૂં ગ્રહણ કરત નહિ, પાપિષ્ટ તને જરા પણ શરમ ન આવી હાય હાય મુજ ભ્રાતુની ઘાત કર્યાનું કહ્યું. તે વખત તારો કઠોર જીવ જરા પણ અચકાયો નહિ. તને તે વખત કાળો નાગ કેમ ન ડસ્યો તારી ઉપર આકાશ તુટી કેમ ના પડયું તારૂં કાળુ મુખ મારે જોવા યોગ્ય નથી. માળવાનો સુર્ય ખરેખર અસ્ત થયો; નહિ તો તું જેવી જારીણી સ્ત્રી પરમાર કુળમાં રાણી પણાને યોગ્ય હોયજ કેમ ? સ્ત્રી હત્યાના ડરથી ચાલ્યો જાઉં છું નહિ તો ક્ષણ વારમાં તારા કોટાનકોટી કટકા કરી નાંખ્યા હોત હે વ્યભિચારણી તેં માળવાની પવિત્ર ભુમિને અપવિત્ર કરી છે અરે પરમાત્મા આવી કુલટા ક્યાંથી આવી ! તને જેટલો ધિકકાર આપુ તેટલો થોડો છે પરમકૃપાળુ આવી ભારત ચંડાળણીઓને પૃથ્વી

ઉપરથી ઓછી શા માટે નથી કરતો ? બસ બસ અત્યારે તો ચાલ્યો જાઉં છું પણ માળવ મહારાજા પધારે ત્યારે તારી વાત છે.

પીંગળા—અવિચારી જરા પણ ડર રાખ્યા વગર મારો તિરસ્કાર કર્યો તેના ફળ હવે ચાખજે.

વિક્રમ—દુષ્ટ મને વારંવાર નહિ બોલાવ, ફળ મળવું હવે શું બાકી રહ્યું છે તું આ પવિત્ર ભુમીમાં આવી ત્યારથીજ મળી ચુકયું છે. આ દેશમાં રહેવું પણ હવે હું ઉચીત ગણતો નથી શું કરૂં સ્ત્રી હત્યાના ડરથી વળો જાઉં છું પણ થોડીઘણી ખબર પડશે ખરી. ( ગયા બાદ )

પીંગળા—દાસી આતો અવળી વાત થઇ.

કપટકળા—બાઇ હું તો પ્રથમથીજ કહેતી હતી.

પીંગળા—થયું તે મીથ્યા થનાર છે પણ મહારાજાને આવવા દે કેવો પ્રપંચ રચી હદપાર કરાવું છું. આબરૂ લીધાનો ખોટો આરોપ મુકી દેહાંત દંડની શીક્ષા કરાવું ત્યારેજ પીંગળસેનના ખુંદની સમજવી મારા ચરીત્રો તું જાણે છે પણ આ વાત મહારાજા પાસે પ્રથમ તું ઉચારજે એટલે પુરતો વિશ્વાસ બેસે.

કપટકળા—ખુશીથી હું કહીશ જો દેશપાર જાય તો તો પછી જન્મનું સાલમટી જાય.

પીંગળ.—પણ એક ઉત્તમ વિચાર એ છે કે તે બીના વીશે અહીંથી પત્ર લખી આપું છું. એટલે તેમને વધારે ભરૂશો પડશે તું પણ પુરતી રીતે મીઠું મરચું ભભરાવ ને જે બાજુએ શીકારે ગયા હોય તે બાજુ રથ જોડાવી જા. એવી રચના કરજે કે કોઇ પણ જાતની ખામી આવે નહીં.

કપટકળા—ઠીક બાઈ જેવો હુકમ ચાલો ત્યારે પત્ર લખી તઈયાર કરો.

## પ્રવેશ ચોથો. અરણ્ય રસ્તો.

**ભર્તુહરી**—અરે ઘણે દુર સુધી આવ્યો પણ હજુ શિકારની પાપ્તી થઇ નહિ, ઉઘમતી બની પ્રિયા બહુજ આનાકાંની કરતી હતી છતાં ન માન્યું તો કાજ સુધર્યુંજ નહી તેમ પરમ પ્યારીને, વિયોગ એક ક્ષણ માત્ર કલ્પ સમવિત સમજું છું, ત્રણસેં સાઠ ને જેના પાસે તણું માત્ર ગણું છું તેનો આજે આખો દિવસ વિયોગે વેઠયો તે મારી ઓછી બુદ્ધિ ત્યારે ના દેવોનો પણ દુર્લભ એવું અમુલ્ય રંભા રત્ન પ્રાપ્ત થયું છે આ શી તેની લાવણ્યતા શું ચાતુર્યતા કેવી મીઠી કોકીલ સમ મધુર વાણી કે કેવા હાવભાવ જેના વિશે માર તન મન ધન સર્વસ્વ સમાયેલું છે સંસારમાં બીજું સરવે સુખ સુંદરીના સહવાસ વિના વૃથા છે પુર્ણ ભાગ્યશાળી હોય, તેજ સુખનો ભોકતા થાય છે.

( અરે પણ પછવાડે કોણ દોડતું આવે છે. )

**નરપતશરમા**—માળવપતિ મહારાજાનો સદા જય થાઓ જય થાઓ મહારાજ એક વીનંતી છે તે શ્રવણ કરો ( અમરફળ આપી ) તે એજ કે મને આ અમરફળ જગદંબા અંબીકાદેવીથી પ્રાપ્ત થયેલું છે, તે ફળ આપ રાજેન્દ્રને ભેટ મુકુ છું તેનું આપ મહારાજા પ્રાસન કરી અમર થાઓ અને અહોનીશ સત કીર્તિને પામી પ્રજાનું અચ્છી રીતેથી પાલન કરો ;એવી મારી આશીષ છે.

**ભર્તુહરી**—નમી મહારાજ આપજ તે ફળ ખાઇ અમર થાઓ તો કેમ ?

**નરપતશરમા**--રાજેંદ્ર હું તે ફળ ખાઇ શું કઇ મુળ દરીદ્રતા તો ભોગવું છું તેમાં વળી અમર થઇ કયાં ઘરે ઘરે ભટકું.

**ભરતુહરી**—તમારૂં દરીદ્ર કાપું વા કેમ?

**નરપતશરમા**—તોપણ મારે અમર થઇ શું કરવું છે! હું આ દુનીઆમાં મીથ્યા અમર થઇ શું સુકૃત કરવાનો હતો? આપ મહારાજા અવીચળ થાઓ તો દેશ હીતકારી કામ તો સારાં થયાં કરે અને પ્રજા પણ આનંદમાં વરતે વળી દેવીનો પણ હુકમ આપનેજ ભેટ કરવાનો છે તો હું ગરીબ બ્રાહ્મણની ભેટ આપ ખુશાલીથી સ્વીકારી મને ઉપકારી કરશો.

**ભરતુહરી**—મહારાજ કંઇ ના નથી તમારો અતીશે આગ્રહ હોય તો ખુશીથી તેનો સ્વીકાર કરૂં છું તે ભેટની બક્ષીસ દાખલ અણુમાત્ર તરીકે હું અહીંથીજ મેં પહેરેલાં હીરામુકતાના અમુલ્ય દાગીના તમને સુપ્રત કરૂ છું તથા દક્ષ લક્ષ સોનામહોરની ચીઠી લખી આપું છું તે શીકરાવી ખજાનચી પાસેથી નાણાં લેઇ લેજો આવી હલકી બક્ષીસને આપ બ્રહ્મથી સ્વીકાર કરી હું સેવકને સદા આશીરરવાદ આપશો એમ આશા છે.

**નરપતશરમા**-રાજેન્દ્ર દસ લક્ષ સુના મોહરો બસ છે માટે સંગારો નહિ ઉતારો તેમ કરવું તે બ્યાજબી ગણાય નહિ.

**ભર્તુહરી**—રાજેન્દ્ર બ્રાહ્મણ તો શું પણ હરકોઇને આપવા સંકલ્પ કર્યા પછી તે કદી પાછું ગ્રહણ કરતો નથી માટે ખુશીથી તેનાં સ્વીકાર કરો.

**નરપતશરમા**—જેવી માલવપતિની ઇચ્છા

વહાલો પ્રિતમ વરશો હો શાણી સખી એ રાહ

પ્રભુ આહે સુખ ભારી હો માળવરાજા:

સંપતી અતીસે ભુપતી પામો વામા કષ્ટકારી. હો માળવ.
દિન દિન ચડતી કળાતો રાખે દાખે સત્યમોજારી હો માળવ.
અમર થઇને અવિચળ પામો રિદ્ધિપ્રિતિ ધારી. હો માળવ.
પુત્ર પુજા તમ આશીષ આપે રામ રાજ્ય સુખકારી હો માળવ.
ચડતી કળા સદા રાય તમારી બાણુ લક્ષ અધીકારી હો માળવ.
નવે ખંડમાં તો નામના તારી પ્રભુજી દયો પ્રસરાવી. હો માળવ.
અનુરમતી નીતી પ્રિતી ગુણ ગાતા થાય સારી. હો માળવ.

નૃપતીશ્વર તમારૂં રાજશ અમર તપો માળવ મહારાજને મહાકાળેશ્વર સદા જય આપો. ( બાદ ગાય છે )

ક્યારે કરશે મળી દીવ શાંત પ્રીયા હવે મારા—એ રાહ.

ભરથુહરી—પ્રભુ ફળ મને આપ્યું મુને આજ અતી સુખકારી
કરી કુપા કરી અતિ ગુણ આજ દાસ તો ધારી,
કીધા સુકૃત સરવે કાજ જન્મ સુધારી,
પ્રસન્ન કરવું કે ન કરવું ના વીચારે છે ભારી પ્રભુ
અમર થઇને જગતની માંહે અકીલું શું રહેવું.
સુખ દુખ તો કાંની પાસ પ્યારી વીન રહેવું.
રતી વીલાસનું તો સુખ કોની સંગ લેવું
જન્મ વૃથા માણું છું સદાએ વીણ પ્યારીરે
પ્યારી સંગ વીના નીશદીન દુખ તો પામું
તેની વીણ રાજ્યનું સુખ સરવે નકામું
મુગ્ધાનો જો થાય વીયોગ દુખમાં જામું.
સુવ્રત કરી પ્રીયાને ફળ અમરવો કરાવી.
અંગ તણુ ચાહીને સુખ પીડાતો હરવી,
નીશદીન સુખની માંહ મોજમજા કરવી. પ્રભુ

હા ખરેખર તે મુગ્ધા વીણુ જીવવું તદન વરથાં તે ખરે વીચાર અમુલ્ય છે માટે તેમજ કરૂં (રથ નજરે પડે છે)

અરે આવો અનુપમ રથ આવા અઘોર રણુમાં કોનો હશે કોઇ રાજવંશી હોય એમ અનુમાન થાય છે. (કપટકળાને ભાળી)

કપટકળા તું અહી કયા શું તારા બાઇ આટલીવાર પણુ ધીરજ ન ખમી શકયા તેઓ સાથે છે કેમ.

કપટકળા—મહારાજા મારી બાઇ તો સાથે નથી પણુ એક અનીશે વીપ્રીત કાર્ય બન્યું છે તેથી અહીં આવવાની જરૂર પડી પરમેશ્વર કૃપાથી મારી બાઇનો ધર્મ રહયો છે, કરતા હરતા તે પરમાત્મા પણુ મેં અનીશે ધિરજ તથા શીખામણુ આપી ત્યારે સાહસીક કર્મ કરતાં અટકાવ્યા હશે આ પત્ર મુને આપ્યો છે તે વાંચી આપ માહીતગાર થાઓ.

ભરતુહરી—દાસી પણુ એવું શું વીપ્રીત બન્યું છે કહેતો ખરી

કપટકળા—વાંચીને પુછો.

પીંગળા—સર્વ કળા સંપન્ન ગુણુનીધાન માળવાપતી મહારાજાની પવીત્ર સેવામાં લી૰ આપના ચરણુકમળની દાસી પીંગળા રાણીના પ્રણુામ સ્વીકારશો બાદ પ્યારા પ્રભુ આપ જે વખતે અરણ્ય તરફ પધારતા હતા તે વખત મેં ઘણી આનાકાની કરી પરન્તુ તે વખત આપ પરમેશ્વરે જરા પણુ ધ્યાન આપ્યું નહી આપ દીનદાસીનો અનાદર કરી ચાલ્યા ગયા તે તો ઠીક પુરતી રીતે તપાસતાં માલુમ પડે છે કે આપ તરછોડી ચાલ્યા ગયા, તેથીજ આવા વીપ્રીત કાર્યનો બનવા વખત મળ્યો છે જેવી તેવી વાત હોય તો જણુાવત પણુ નહી પણુ આ સંસારમાં રહેવું તે ભારે થઇ પડયું છે. હું તો

આત્મહત્યાજ કરત પણ દાસીએ બહુધા ધીરજ આપી તેથીજ અત્યાર સુધી મારો દુઃખી આત્મા રહયો છે. સર્વ સંસાર શોક સ્થિતિમાં સ્મશાન ભાસે છે હાય હાય પ્રભુ તેં મારા પતિવ્રત ધર્મ તરફ જરા પણ નજર કરી નહી અરે હું તે શું લખું, લખતાં ચિત ચિરાઇ જાય છે કાળજે કારી કટારીનો ઘા વાગ્યો.

સહ્યચર દુઃખ શું દાખવું.

શું લખું વાત વિસ્તારીને, લખતાં દિલ અકળાય;
જીવવાથી મરવું ભલુ મન અતિશે મુંઝાય. શું૦

પ્રભુ પધાર્યો જ્યારથી રમવા કાજ શિકાર;
અપશુકન તો ભાસતા. થયા તો તેની વાર; શું૦

પ્રભુ પુજનમાં બેઠી હતી, જપતી રામનું નામ,
દિયર વિક્રમ ભ્રાતજ, આવ્યા તેહતો ઠામ; શું૦

હરનીશ તેઓ આવતા, જાણી બાળક સમ,
આવવા દીધા મેં પાસ તો, મતી થઇ તેની ગુમ, શું૦

ચકચુર બની તેને કામમાં, કહ્યાં કડવાં વચન.
સમજાવ્યા સમજે નહી, થયા ક્રુર તદ્દન. શું૦

આખરૂ મારી પાડવા, કર્યો તેણે વિચાર,
તરત બુદ્ધિની ટેવથી, દઇ દીધાં મેં બાર. શું૦

સાર સઘળો સમજી પ્રભુ દુઃખ પડયું છે શીર,
માટે વહેલા તો પધારજો, હેની નહી હવે ધીર, શું૦

ભર્તુહરી—શું દાસી સઘળી ખરી વાત છે ?

કપટકળા—ત્યારે ખોટી હોય એમ આપને વિશ્વાસ આવે છે કે?

ભરતુહરી—વિક્રમે પણ ભુલ ખાધી કે શું ?

કપટકળા—હા મહારાજ હોય હજુ તેઓ બાળક છે માટે વહેલા પધારો તો સારૂં.

ભરતુહરી--અરે એમ હોય તો બાળક શાનો ખરેખર કુષ્ટે ભુલ ખાધીજ હશે કારણ પ્રિયાનું સ્વરૂપ એવું નથી યોગી મુનિવરો પણ ભુલ ખાય અરે એ દુષ્ટને મેં પાળી પોશી મોટો કર્યો તેનું ફળ ઠીક મળ્યું છે એવા નીમકહરામી કામાંધને તો આ પૃથ્વીપરથી ઓછા કરવા એજ યથાર્થ છે.

કપટકળા—મહારાજા થનાર કાળે થઇ રહેશે ભુલ છે તે માણસના માથે.

ભરતુહરી—ભુલ આવે પણ આવી કે ? ત્યારે તો પછી સતીઓના સત્ય કેમ સચવાશે.

નીકળ તું પાપી દુષ્ટ અહિંથી.

ગરદન મરદન કરવું મારે, તેનું આજ જરૂર,
ફળ જોઇને ઝાળ ઉઠે છે, સું તેનો મગરૂર.
કાપી કટકા કરવા તેના, દયા નહિ જરા ઉર;
મારૂં ઠાર, કાઢું પાર રહ્યો નથી તે મારો ભ્રાત;
ઝટપટ કરૂં તેને ચકચુર,

કપટકળા—મહારાજા એટલો બધો બાળક ઉપર રોષ હોય નહી.

ભર્તુહરી—અરે શું બાળક હોય તો તેવા નીચ પ્રસંગે પગલું ભરે ખરો કે પરમાર કુળની લાજથી જીવતો છોડી મુકીશ પણ દેશપાર અવસ્ય કરવાનોજ.

કપટકળા—ઠીક છે મહારાજા પણ હવે રંગમહેલમાં તાકીદથી પધારો તો સારૂં નહી તો મારી બાઇ નક્કી આત્મહત્યા કરશે.

ભરતુહરી—ચાલ અત્યારે તાકીદથી પણ આ શું સંભળાય છે.

આકાશવાણી—અરે ભર્તુહરીનું એકદમ વગર તપાસે સાહસ કર્મ નહી કર પ્રીયા બંધનમાંહે પુરો બંધાઇ ગયો છે

ધર્મ ધ્યાન પણ ચુકી ગયો મહાકાળેશ્વરની પ્રીત માસે ત્રણ દિવસ સુધી એક સ્થાનકે બેસી પ્રાર્થના પુજા કરવા તે તદ્દન ચુકી ગયો છે. પ્રીયાના ફાંસામાં ખરેખર ફસાણો છે પણ મુઢમતી જે કાંઇ કાર્ય કરે તે વિચારી કર કે જેથી પાછળ પસ્તાવાનું રહે નહી.

ભરતુહરી—વધારે ભાવાર્થ નહી સમજતાં ચકોરપણે ખરેખર તે ભુલ મારામાં મોટી આવી છે દાસી હું તારી બાઇને પત્ર લખી આપુ છું તે વંચાવી ધીરજ આપજે. કારણ મારે ત્રણ દિવસ સુધી મહાબળેશ્વરની સેવામાં રહેવાનું છે. જે દીવસથી તું તથા તારી બાઇ આવ્યાં છો ત્યારથી સ્તુતિગ્રહમાં તો મારાથી જવાયું પણ નથી. તે બાબતનો આજે સાક્ષાત ઇશ્વરીનો ઠપકો મળ્યો છે વિક્રમ વિશે પણ પુરતો બંદોબસ્ત કરીશ લે આ એક અમુલ્ય વસ્તુ પ્રાપ્ત થઇ છે તે તું તારી બાઇને પ્રાસન કરાવજે પત્રમાં જે બાબત લખું છું અને તને મુખેથી પણ કહું છું કે કદાપી મારા વીના ફળ પ્રાસન ન કરે તો આગ્રહપુર્વક કરાવજે જરા પણ મુઝાવા દઇશ નહી.

કપટકળા—મારી બાઇ એકલા નહી પ્રાસન કરે તો.

ભરતુહરી—તું તારે લઇ જાને એમાં એવો ગુણ છે કે જે નર યા નારી ખાય તે અમર થઇ જાય માટે જરૂર ખવરાવજે.

કપટકળા—ઠીક મહારાજા પણ વહેલા પધારજો.

ભરતુહરી—હું બરાબર ત્રણ દિવશે આવીશ તારી બાઇને જરા પણ મુઝાવા દઇશમાં લે અહીંથી પરબારોજ મહાબળેશ્વર જાઊં છું.

કપટકળા પધારો મહારાજા.

(દ્વીતીય અંક સમાપ્ત.)

# અંક ત્રીજો

## પાત્ર વર્ગ.

**ભરતુહરી**—માળવા દેશનો રાજા **વિક્રમ**—ભરતુહરીનો નાનો ભાઇ.

**ચંદ્રકળા**—વિક્રમની રાણી. **પાર્વતી**—તેની દાસી.

**કપટકળા**—પિંગળાની દાસી. **પંથીરામ**-એક પરદેશી બ્રાહ્મણ.

**સોમચંદ**- } **નર્મદા**-તેની દીકરી.
**દીપચંદ**- } **ઉસ્બેક**-ઉજનનો પોલીસ જમાદાર.

**નઠોરચંદ**—ઉજનના વાણીયા મદનપાળ અશ્વરક્ષકપિંગળાનો યાર.

**ખુશાલચંદ** **પીંગળા**—ભરતુહરી રાણી.

**કરમચંદ**— **ચંપકકળા**-ઉજનની પ્રખ્યાત નાયકા.

**પુનો**— પરદેશી કોળી. **શેરશીહ**-ઉજનની દેખરેખ રાખનાર.

**કાવભો** જમાદાર સિવાય સિપાઇ ચોપદાર ઇત્યાદી.

## પ્રવેશ પહેલો-વિક્રમનો મહેલ.

**વિક્રમ**—( સ્વગત ) હા પ્રભુ તારી ગતી ન્યારી છે અરે પરમાર જેવી પવીત્ર કુળને એબ લગાડવા તે દુષ્ટ બાયો કયાંથી આવી? મહારાજ તો તદ્દન તેનામાં લીન બની ગયા છે. માળવા દેશનો સુર્ય અસ્ત દશાએ પહોંચ્યો હોય તેમ સંભવે છે નહીતો આવા પુન્યશાળી ને નામીચા વંશમાં તેવી કુલટા કયાંથી આવે! બનવા કાળે બની રહે છે ભાવિ કદી મીથ્યા થતું નથી. નીચ દાસી મને કેવી રીતે ફાસામાં કેવી તેડી ગઇ તેની હીલચાલ તો મેં આવી ત્યારથીજ પરીક્ષા કરી લીધી છે પણ આવી પણ ખબર નહોતી કે આમજ થશે હવે માળવામાં રહેવું ઉચીત લાગતું

નથી. ડાબુ અંગ બે દિવસથી ફરકે છે ફળ તો મળી રહ્યું છે પણ હજુ આવતું નથી તો શું આવવાનું હશે તેની માલુમ પડતી નથી ઠીક પરમેશ્વરની ખુશીમાં આવે તેમ કરમની ગતી વીચીત્ર છે.

અચ્યાનક આ શો કોપ કીધોરે કીરતાર એ રાહ.

અતુલ્યને આવો કોપ માળવાની પરે, પરમાર માંહે એવી કયાંથી રાણી નીચ સર્વોપરી કુળ પરમારનું ગણાય એની માંહે આવી નીચ રાણીઓ તે થાય ત્યારે કેમ કરી રહેશે, પ્રભુ હવે ધર્મ મુકાયો છે ખરો હવે ક્ષત્રીમાંહે ધરમ કળીયુગે વાસ પૃથ્વી માંહે તો કર્યો પરમાર હજુ સુધી શુદ્ધ તો રહ્યા પણ પ્રભુ હવે રહેવો અતી છે કઠણ, જ્યારે આવી રાણી આપી નીચ બુદ્ધહીન માળવાનો સુર્ય અસ્તથવાનો નક્કી એવી આજથી લાગે છે મુજને નક્કી નહીતો અધર્મ આવો ક્યાં થકીરે, નભમેરૂ પૃથ્વી નીશ્ચે રસાળ જાય. ક્ષત્રીતણી ટેકો જગમધ્યે નારહી, અકૃત ધારણા પ્રભુ પ્રસરી તો ગઇ ધર્મબીજ જગમાંહે રહેવું તો નથી નીશ્ચે મુજ મન કહે છે કથીરે કથી.

ચંદ્રકળા—પ્રવેશ કરી પ્રાણનાથ આજ દિવસ થયાં મોટા સોચનીય સાગરમાં ડુબ્યા હોય એમ આપની મુખમુદ્રા સુચવે છે કારણ ગમે તે હોય પણ નકી કોઇ પ્રકારનો શોચ છે એમાં જરા પણ સંદેહ નથી નહીતો કોઇ દિવસ આમ ઉદાસી હોતા નથી.

વિક્રમ–પ્રીયા કાંઇ નહી ને બાબત તારે જાણવાની જરૂર પણ નથી.

ચંદ્રકળા—પ્રાણેશ્વર જરૂર કેમ નથી? સ્ત્રી માત્રનો ધર્મ છે કે પોતાના દુઃખથી વીદીત થઇ દુઃખમાં વિયોગી રહેવું તો આપ કૃપાનાથ દિનદાસીને ને બાબતથી વાકેફ કરશો તો હું મારાથી બનતી

મદદ કરીશ, શું આપના વડીલ ભ્રાતાએ આપનો તિરસ્કાર કર્યો છે એમ હોય તો કંઇ મુઝાવું નહી મારા પીતાજીનું રાજ્ય તમારૂંજ સમજી લ્યો.

વિક્રમ—પ્રીયા હજી થયો નથી પણ થશે ખરો એમાં સંદેહ નહી કારણ પ્રીયા આધીન નર સારૂં નરસું જરાએ પણ વીચારતો નથી

ચંદ્રકળા—પણ બાબત શી છે તે તો કહો કદાપી તીરસ્કાર થાય તો પણ શું થઇ ગયું.

વિક્રમ—તીરસ્કાર થતાં શું થઇ ગયું તેની મને હરકત નથી હરકત ફકત એટલી કે હું તદ્દન નીરઅપરાધી તેને માથે જુઠો આરોપ અને બીજું તો માળવી પ્રજાનું શું થશે તેનો વિચાર કરૂં છું. વડીલભ્રાત તદ્દન કપટી પીંગળાના પાપી પંજામાં પુરેપુરા સપડાયા છે હવે મને ખાત્રી થઇ ચુકી છે કે માળવાની ગાદી ઝાઝા વર્ષ ટકશે નહિ.

ચંદ્રકળા—મહારાજ તે તેમાં લીન બન્યા છે તેતો એક બાજુ-પર પણ મારે બોલવું વ્યાજબી ગણાય નહી કારણ આપના વડી-લભ્રાતા તે મારા પિતા તુલ્ય કહેવાય તથા તેમનાં રાણી માતાતુલ્ય કહેવાય પણ જ્યારે સહન થતું નથી, અને મગજ તેવી નીષ્ટ વાતો સાંભળી તદ્દન ફરી ગયું છે ત્યારે આપની પાસે કહું છું. પીંગળા રાણીએ ફકત કરવામાં બાકી રાખી નથી એવા ખરેખરા સમાચાર મળ્યા છે તે સાથે કાણીઆને તેડતી આવી છે. તેનું કારણ એ એ બેઉને બચપણથી અરસપરસ યારી બંધાએલી છે મહારાજા તો કાંઇ લાંબી નજરથી તપાસતાંજ નથી બિચારી ત્રચુસો સાઠના નીસાસા વે દુષ્ટ રંડા લે છે તોપણ તે ચંડાળણીને શાન્તિ નહિ પામતાં કુકૃત્યમાં બાકી રાખતી નથી.

વિક્રમ—પ્રીયા તમારૂં કહેવું વાસ્તવીક છે અમે એમજ હોવું જોઇએ.

ચંદ્રકળા—પણ આપને એવો શું પ્રસંગ મળ્યો છે મારા સોગન સાચે સાચું ના કહોતો શું મારો વિશ્વાસ આવતો નથી.

વિક્રમ—સ્ત્રીનો વિશ્વાસ એ પણ તને તે બાબત લાગુ પડે તેમ નથી કારણ સર્વ સ્ત્રીઓ સરખી હોતી નથી.

ચંદ્રકળા—જો વિશ્વાસ ન આવે તો થયું મારામાં એવી સત્તા નથી કે આપની પાસે પરાણે કહેવરાવી શકું.

વિક્રમ—પ્રીયા તમે સીદ રીસ ચઢાવો છો તમે પીંગળા જેવાં નથી કે તમને કહેવામાં બાદ આવે તમે તો સતિની પંક્તિમાં ખચો તેવાં છો એમ ઘણા કાળથી સિદ્ધ કર્યું છે અને તેથીજ ન કહેવાની વાતો પણ તમારાથી ગુપ્ત રાખતો નથી ઠીક છે ત્યારે બનેલી બીના શ્રવણ કરો.

બનઝારો.

સુણ પ્રાણ પ્રીયા તું મારી, જે વાત બની દુઃખકારી;
હતો શિવ પુજનીમાંહે, દાસી તેડવા આવી ત્યાંહે;
કપટકળા કપટ કર્યું ભારી, જે વાત બની દુઃખકારી;
ચાલો મહારાજા તમને બોલાવે, કહ્યું છે કે અચુક હયાં આવો.
મેં વાત સત્ય દીલધારી, જે વાત બની દુઃખકારી;
પુર્ણ થયું છે જ્યારે પુજન મહેલ ગયો દાસીને સંગ;
બાત મળે નહી તે વારી, જે વાત બને દુઃખકારી;
રાણી પીંગળાને મેં પુછયું, મારૂ બોલાવાનું કારણ શું છે;
તવ બોલી તે દુષ્ટ નારી, જે વાત બની દુઃખકારી;
કામ ક્રીડા મુજ સંગ કરોને, કામ પરિતાપ તો હરોને;

ક્રોધ વ્યાપ્યો મને તવ ભારી, જે વાત બની દુઃખકારી;
પુત્ર બાવે અતી સમજાવી, મુજ વાત દીલે નવ ઉતારી;
ફકત કામ તણી તે યારી, જે વાત બની દુઃખકારી;
પછી મેં કર્યો તીરસ્કાર, કહ્યા કટુ વચન અપાર;
ચાલી નીકળ્યો ત્યાંથી તે વારી, જે વાત બની દુઃખકારી

ચંદ્રકળા—પ્યારા હવે બનનાર વાત તો બની ગઇ પણ તેથી શું થયું ઇશ્વરે તમારૂં સત્ય સાચવ્યુ તો બસ બાવળના વૃક્ષ કેરીની આશા કયાંથી હોય ! તેવા વ્યભિચારીણીના વિચારો સારા હોયજ કયાંથી તેનો શોચ કરી શા માટે આત્માને બાળો છે ! થનાર હતું તે થઇ રહ્યું.

વિક્રમ—હજુ દુષ્ટાને તેટલાથી શાન્તિ વળશે નહી આમાંથી શું પરિણામ આવશે તે કહી શકાતું નથી.

( સિપાઇ પ્રવેશ કરે છે )

સીપાઇ—મહારાજશ્રી મહાકાળેશ્વરથી ભરથરી રાજાએ આપને દેશવટાનો પોશાક તથા આ પત્ર મોકલાવ્યો છે મોઢેથી કહ્યું છે કે ખરો પરમારવંશ હોય તો જરાવાર પણ ઉજજનમાં ઉભો રહે નહી,

( એટલું કહી ચાલ્યો જાય છે )

ચંદ્રકળા—હર હર શંકર હાય પ્રભુ આ શું ! ગજબ

વીક્રમ—પ્રીયા ધીરજ ધર થવાનું હોય તે થઈ રહે છે ને માણુસ માયાબંધની માંહે પુરો પડયો છે તેને સારા નરસાથી જરા ખબર પડતી નથી નકી સમજ કે હવે માળવાનો સુર્ય અસ્ત પામ્યો અને તે દુષ્ટાના પાપનો ઘડો ભરાઇ ચુકયો સાંભળ પત્રમાં શું લખે છે.

વિક્રમ! આ પત્રથી વાકેફગાર થઇ ફરી તું તારૂં શ્યામ મુખ બતાવીશમાં તે પરમારવંશને મોટી ખોટ બેસાડી છે મેં દુધ પાઇને સરપ ઉછેર્યો તે મનેજ ડસ્યો રાજસ્નેહ આવો હોતો નથી છતાં તારીપર વિશ્વાસ રાખ્યો તો તેનું ફળ તેં સારૂં આપ્યું છે. આવા અનિતી પ્રસંગે પગલું ભરતાં જરાપણ આંચકો ખાધો નહીં તે જનુનીના નામને ખરેખરી ખોટ બેસારી છે હવે તું માળવાને ભારરૂપે છે તો સત્વર તારૂં શ્યામ મુખ અહિંથી અદ્રશ્ય કરજે વારંવાર લખતાં ક્રોધ વૃદ્ધી પામે છે. તું જેવાને દુનીયા ઉપરથી પ્રાપ્તજ કરવા જોઇએ પણ ભ્રાત સ્નેહ છોડી મુકું છું. જો પ્રાણની આસા રાખતો હોય તો હવે ઉજ્જનનું પાણી પીવા ક્ષણ વાર પણ ઉભો રહીશ નહી ધીટકાર તે કેટલો આપું-જેટલો આપું તેટલો થોડો છે.

### ક્ષત્રીકલંક

ધીક ધીક તુને એ ભ્રાત શરમ જરા ન આવીરે;
ધીક ધીક લજવી જે કુળ જાત; શરમ૦
આવું કરતાં તને કાળુ કૃત્ય; શરમ૦
છોડી દીધું દુષ્ટ તે તો તારૂં સત્ય; શરમ૦
કામ અંધ માંહે થયો ચકચુર; શરમ૦
કામે કુર થયું દુષ્ટ તારૂ ઉર; શરમ૦
મુજ પ્યારિ જે અતિશે પવિત્ર; શરમ૦
તેમાં ખેચ્યું તેં તો તારૂં દુષ્ટ ચીત; શરમ૦
મુજ દેશમાં પડી ના રહીશ; શરમ૦
તારૂં મુખ વરી ન બતાવીશ; શરમ૦

જેટલું લખું તેટલું થોડુંજ છે માટે સત્વર માળવ ભુમીમાંથી

આલ્યો જજે હું ત્રણ દિવસ મહાબળેશ્વર મંદીરમાં છું. તેમાંથી પર-વારી રહેતાં વારૂં કાળું મુખ મારી નજરે આવ્યું તો કોટાન કોટી કકડા કરી નાખીશ.

વીક્રમ—પ્રભુ હવે નકકી થયું છે કે માળવ દેશની દક્ષિણતા પુરે પુરી બેઠી ને પ્રીયા તે બાબત શોક કરવો વૃથા છે, પરમ પ્રભુ જ્યારે પાપનો ઘડો ફોડે ત્યારે ખરા પણ અત્યારે હું મારા માળવ-ભુમીનો ત્યાગ કરી ચાલ્યો જાઉં છું.

ચંદ્રકળા—પ્યારા એ શું બોલ્યા મારો ત્યાગ એમ તો કદી થવાનું નથી મારા પિતાશ્રીનું રાજ્ય આપનુંજ સમજો તો અરણ્યની શી જરૂર છે.

વીક્રમ—સ્વસુર પક્ષમાં રહું એમ કદી આશા રાખશો નહી તમારે ત્યાં જવું હોય તો ખુશીથી જાઓ, પણ હું સાથે આવનાર નથી.

ચંદ્રાકળા—પ્રાણેશ્વર એ શું બોલ્યા હું ત્યાંને આપ અરણ્યમાં નહી,

વિક્રમ—સુંદરી જેટલી હઠ કરો એટલી વૃથા છે એમ કહી તમે ખુશીથી તમારા પિયરમાં સીધાવો.

ચંદ્રકળા ગીરધારીરે વાત કહું તે વિચારો.

પ્યારા મારારે તરછોડી નહી પ્યારી કદી જુદી હું થનારી,

પ્રભુ એકલી નવ રહે દાસીરે, હું છું દરશનની પુર્ણ પ્યાસીરે;

સ્તુતી ગાઉ તમારી ખાસીરે પુર્ણ પ્યારે પ્રીતમ લેજો સ્વીકારી; કદી

વીક્રમ—સુંદરી સાચીરે વાત કાંઇ વા વિચારો તેથી તોલ ઘટે અમારો

મુગ્ધા નારીરે એમ કદી ન થનારૂં, કોટી વાંતે નથી બનનારૂં;

શોભે અરણ્યમાં નહી નારીરે, મમ વચનોરે કાંત દિલે ઉતારો,

ચંદ્રકળા—એ શું બોલ્યારે પ્યારા તમો તો સ્વામી લળીલળી નમું
હું શીશ નામી.
પ્રિતમ મારા દાસી દુઃખી કરોમાં ચિન્તા માંહે પ્રભુ તો ધરોમાં
શોભે પ્રાણ વિણુ પ્યારીરે નાથ વિનાની નાર અકારીરે
દિલ લાગે છે બાણુ કટારીરે, વનમાંહેરે સાથે હું સુખ પામી લળીલળી
વી૰—કામકદળીએ વનરૂખોના સહેવાયે નવ વનમાં નમથી રહેવાયે
ભયંકરરે વનની હોય ઝાડી, ઘણા હોય પશું ત્યાં અનાડી;
નવ મંદિર મહેલ તો ત્યાં હેરે, સુવસ્ત્રો મળે ન ક્યાંહેરે,
સઉ સાહિત્ય મળે ના લગારે, ભયકારીરે પક્ષીના નાદ સુણાયરે નવ
ચં૦—પ્રીતમજીરે વિયોગ દુખ છે કારી થઇ શકે ના દાસ તુમારી
બીજુ થાયે નારે દુખ મને તો પ્યારા નીત્ય પામું જોદર્શન તમારા
વન તે શહેરની સમતો ગણુશું વૃક્ષ ઓથો દાસ દિલ ધરશું રે,
આશ્રસ્થાનક મહેલમાં ફરશુંરે, વનઝાડીને બાગની સમ ગણનારી,
સુંદર સ્વામીરે પ્યારા પ્રીતમ છો મારા તરછોડોં ના તેનના તારા
હું છુંરે રંક દાસી તમારી તરછોડી નહિ પ્રીયા નારી
સાથે સુખ દુખ સ્વામી સહેશુંરે પડયું તે અંગ પર ધરશું
એકલા જાઓરે તવ સોગન છે મારા તરછોડો.

વિ.—પ્રીયા ગમે તેમ કરશો તો પણ હું કદી સાથે તેડી જવાનો નથી સમજુ છો છતાં આમ કરો તે યોગ્ય.

ચંદ્ર—પ્રિતમેશ્વર ! ત્યારે શું પ્યારીને આમ તરછોડી તોપણ મને વાજબી છે આપ દયાળુ છો છતાં શાને કઠોર થાઓ છો ( બાયબીડી ) પ્રીતમ ગમે તેમ કહો તો પણ સાથે આવ્યા વગર રહેવાની નથી.

વિ.— ગાયન

ધિરજ પ્રિયા તું ધારે, કદી ન તે થનાર,
શાને હામ તું હાર કામરે કહળી
દુખ છે રે અપાર. રણુનીતો માંહી ધીરજ
સાથે પ્રીયા ન અવાય તેથી દુખતો થાય,
સુકોમળ છે કાય પ્રીયા તારી અતી,
રાન દુખ ના વેઠાય માટે રે તુ અળી ધીરજ
મુજથી ના રેવાય જનનીતો લજાય,
ઘડી વિશ્રામ થાય મુજથી ના હવે,
પ્રિયા લાક્ષુ છે લાય પણ ઉપાય નહી ધીરજ

પ્રિયા જેટલી હઠ કરો તેટલી વરથા છે તું નકી સમજ કે તેમ બનવું બહું કઠણુ છે વળી સીધીથી કહું છું કે છ માસ પુરા વીયોગનાં વેઠવી નહી પડે તેટલા વખતમાં તો ત્રિયાબંધીત વડીલ ભ્રાતા તે પાપણીના પાપથી મુકત થશે ખરા પ્રિય જો ખરો પતિ વૃતા ધર્મ તથા ખરી રીતે મારા સોગન પાળતી હોતો મારી આજ્ઞાનું ઉથાપન નહી કરતાં સાથે આવવાનુ નામ લઇશ નહી.

ચંદ્રકળા—હરહર વિશ્વંભરા હાયરે વિભુ આ શું વણા મને કોઇ પણ જાતની બારી રહેવા ન દીધી.

તકદિર હમારે ઇહના

વિ.—બસ પ્રિયા હવે રૂદન નહી કર.

છોડુ હું પ્યારી ભુમી મારી આજ ઉજજનની
ભ્રાત હુકમ સીર તો ધારી આજ ઉજજનની
હીત તારૂ મુજ થકી તો કંઈ ના થયું.
ફીટકાર અહી વિદેશ વાટ જાઉં છું. છોડું

અતુલ્ય કલંક પ્રભુ શીર મને તો ધરયું
ત્યાગ કરી દુખી ધકી જાઉં છું ઉજજની છોડું
મમ પ્યારી શુદ્ધ જે નારી સોંપુ છું તુને
રક્ષણ સદા કરજે તેનું પ્યારી ઉજજની છોડું
કામી અંધ ભ્રાતાનાં ચક્ષુ ઉઘાડજે;
જયકાર કરજે સદા તેનો તું ઉજજની છોડું

મારી પ્યારી પ્રણામ છે પ્રીયા ધીરજ રાખજે ઇશ્વર કૃપાથી સૌ સારૂં થઇ રહેશે.

ચંદ્રકળા— સોરઠાની ગોડી.

શુરવીર પીયુ વેલેરા ગેર આવજોરે મમ અરજી ઉરમાં ધરજોરે,
ભ્રાતા હુકમથી નાથ પધારો પણ સત્વર દર્શન દેજોરે.
નાથ વિયોગ બહુ દુખદાયક છે સંયોગ ઇલાજ કરજોરે મમ૦
નાથ તમારી બહુ દુખધારી વહેલા તો પાછા સંચરજોરે મમ૦
રણ માંહે તો પ્રભુ તમારૂં રક્ષણ દિનદિન કરજોરે મમ૦
દુખણી થઇશ પ્રભુ તમ વિયોગે દયા દિલમાં ધરજોરે મમ૦

નાથ આ દીનદાસીને તરછોડી જતા રહોછો પણ જેમ બને તેમ વહેલા દરશન આપજો અને શરીરનું નિશદીન રક્ષણ કરશે એવી મારી અલ્પસ્તુતી છે વિશ્વંભર સદા તમારો જય કરો.

વીક્રમ—પ્રિયા પ્રમાણ છે મહાકાળેશ્વર સા સારાવાના કરશે.

## પ્રવેશ બીજો સ્થળ રસ્તો.

કપટકળા—હા પ્રભુ યારીની રીતીતો ખરી જુદીજ છે અમર ફળ જેવી વહાલી વસ્તુ યારથી વધારે ગણી નહી ધન્ય છે તેની પ્રીતીને યારી બાંધવા તો તેના જેવીજ અહા શું બાઇનું ચીત્ત ચોંટી

ગયું છે થોડો વખત જ્યારે વિક્રમ પર પ્રીતી લાગી ત્યારે ઘટાડયું હતું ખરૂં પણ જ્યારે તેને દેશવટો મળ્યો ત્યારે તો હતી તેથી પણ વધારે થઇ પ્રતિદીન હવે તો વધવાનીજ કારણ જેની ખરી સખ્તી હતી તેતો ગયો મહારાજા તો બકરી માફક આપણે પણ ઠીક ફાવ્યા છીએ બાઇના રૂપની છે પણ અવધી મહારાજા પાસે માથુ પણ આપે એવી લાગી ગઇ છે બાઇને યાર સાથે પણ એવી લાગી ઇશ્વરની ખુબીજ વિચિત્ર છે કોઇ અરસપરસ મન જોડી દીધાં છે.

ગાયન—યાર યાર યારી થતી રીતિ છે વિચિત્ર.

અરસપરસ કેવી રીતે ચોટી ગયા છે ચીત.

રાજન વશ કીધો છે બાઇ જરા તો નવ ગણે જુદાઇ.

બાઈનું તો ચોટી ગયું ને અશ્વપાળે દીલ

નૃપે ફળ અમર સોંપ્યું છે બાઇને તો હાં.

બાઇએ તો સુપ્રીત કીધું ગણી અતિ અસલ યાર.

પણ હવે તાકીદથી જાઉ છ માસથી તો ભેગાં થવાં નથી તેનો મીજાજ પણ ફાટી ગયેલો છે તો આપણે માથે શું ગુજરશે નકી હાડકાં તો રંગાવાના પણ શું કરવું મેંજ હાથે કરી કીધું તેમાં કોઇનો શું દોષ હવે ઢીલ તો કરવી નહી કારણ ગયા વગર છુટકારો તો નથીજ વળી બે રોકડા ખાઇ લેશું.

---

## પ્રવેશ ત્રીજો-ઉજ્જનનો ચોક.

સોમચંદ—ઓલા ગજબ થયોકે દીપચંદીઆ.

દિપચંદ—પણ વાત તો કડ શું ઠયું.

સોમચંદ—ખબડ નથી કે શું હાઠી,

દિપચંદ—નાડે ભાઇ ખબડ હોય તો સીડ પુછે.

નઠોરચંદ—શું હાડાએ માટે ગજબ ગયો ૭ વાઘટો સાંભળાકે ગજબ ઠયો ગજબ ઠયોજ કડો છો.

ખુશાલચંદ—ધટો વાંટ હાંભળી એમાં શું હાંભડવીટી એવું ટે હોય ખડુ કે લીકડમજીમાં એવી ભુલ હોય ખઠી કે ઘ ટા મહારાજાને રાંડે પુડા ભરમાડ્યા છે.

નઠોરચંદ—મારો બેટો ખુશાલચંડીઓ કેવી વાટ કડે છે એ રાણીનું રૂપ એવું રૂપ મોટા મુનિવડો પણ મોહીત થઇ જાય તે વીકડમજી ટે શું હીસાબમાં.

દીપચંદ પણ મને હમપડો તો ખડા,

ખુશાલચંદ—શું ટાડા બાપનું કપાડ હમજાડે હાંફડતો નઠી હાઠા એમ ઠાયજ ટેમ વીકડમલણુ ભુલ ખાય ખડા કે એમ કઠી ના બને પોઠે.

નઠોરચંદ—માડો હાડો આ ભાડે હુશીયાર ટેમ એમ ના બને ટાંડે શું દેશવટો અમઠો હશે તે માડાજ ઠાહેબ એવી ભુલ ખાય ખડાકે.

કરમચંદ—મહાડાજ સાહેબની બુઢી ઘણા ડીવસઠી ફાટી ગઇ છે નવા માહડાજા આવ્યા ટારનો કોઇ ડીવહ કચેરીમાં ટો આવટા જ નથી પણ વિકડમજીને દેશવટો ટેમ આપ્યો ટે ટે કહો.

ખુશાલચંદ—હજી હાડા ખબડના પડી એક ડાણુતો કીદું કે નવાં મહારાણીએ કહાવ્યું માડી હાડીએ એવું કડયું છે કે મારીટો આબરૂ પાડી.

કરમચંદ—ના ના. એમટો હોય નહી.

સોમચંદ—હું પણ એમજ કાઉહુના પણ મારો બેટો નઠોરીઓ કોઇ વાટે હાચુ માને નહી ટો ટે શું ટરવું કે.

નઠોરચંદ—મારો બેટા વાડીઓ કરમચંડીઓ વચમાં કાયટીનો ઠાવા આવ્યો તને ભારે ખબર પડે ના.

કરમચંદ—માડો કેવો બેટો કહીને ગાડ કાઢી લે છે હવે ફુડી બોલ્યો ટો જોવા જેવી ઠાસે.

નઠોરચંદ—જોયા જેવી શું ઠાવી ઠી કરમચંડીઆ.

કરમચંદ—ડાડે એકટો ગાડ દે છે અને બીજુ વીકડમજી જેવો પટમધુઠપર મહારાજાને માટે એવો આટોપ મુકે છે હાડા ટારોટો નરકમાં પણ ટયાંઇ છુટકારો ઠાવો નથી.

નઠોરચંદ—છુટકાડો ટાડો ઠાવાનો મહાડાજ ભુલે ખડાકે.

કરમચંદ ટુડો ભાઇ ડાહીલીનો મહારાજા મુ મહાડાનો બાપ ભુલે પડમાં વું આવી છુટયું નહીટો આમ પોય નહીં.

દિપચંદ—પંચ બોલ્યો ટાં પરમેશ્વર મહાડાની બુઠી ગઇ ખડી મડવાનું આવી છુટયુ એમ ખાટડીથી માનજે.

નઠોરગંદ—તમાકુ આવ્યું લાગે છે અમથા ઢગુીની ખોડની કડો ખરાકે, ( બે કોળીઓ આવે છે. )

પુનો મારા હહેરાના કીધુ નોતું તે ઉજણ જાવું રવાદે પણ મારા બેટાને શીભડાં આંઇ વેસતા નોતા તે આંય આવીને એની મુડ સોલાવી.

કાવલો—રાંડના મોરથી આમ જાણ્યું હોવતો સ્યાહાટું આંઈ ગુડાત માળવામાં આવું ધબ અંધારૂ હશે એમ ખબર નોતી નકર મુંડાવા આવે.

પુનો—શીંભડામાં તો હોળી ખકડાણી પણ આ તો બે જ્યાં પસેઠી હલરા લેતા ગયા.

કાવલો આ તો બહુ અનરથ માળવામાં ગધાડીનું આવું અંધારૂ આજજ દીઠું ચગ પુતીઆ,

પુનો-મારો હાળો રાંડનો ચ્યારથી માથુ કુટતો મારે ઉજણુ જાઉ મારે ઉજણુ જાવું છે આ તારી કોટી ઉજણુ વેશ શીભડા મારા બેટાને બેઉ ડોડ ઠીક હખામણ મળી હરતમાં બાટા કોના નથી જે રાજા રાણીમાં બંધાણો ઇ ઠેકાણે પરજાને હરખ હોઇ નવ હવે રાવચ્યાં ખાવી.

કાવલો-કોણ તારો ડોહો હાભળનારો તો વગડામાં ગયો હવે અંધારૂં ધઅજ મારા બેટા પોલીહની ફાટ બહુ વધી છે હો પુનીઆ

પુનીઓ-ફાટ નોય તો શીભડાં અચકાય ખરાં કે ચેમ પણ જોઇ રાજાને પુરી ખબર પાંડુ તોજ હું પુનીઓ પેથીઆના મુત રનો હમજ ઇ રાંડને રડવા બંનેને રડવા ભેગા કરૂ એવો સુ એસો હમજીશમાં કાવલા.

કાવલો-કોણ તારો બાપ હાંભલે તો હુલીએ સપડાવશે.

પુનીઓ-હુલીએ તો ચડવુ તો સેજનાં કાંતો નર બેડીએ ને કાંતો એટીએ. ( બ્રાહ્મણ કળકળતો આવે છે )

ખુશાલચંદ-વઠી તમારે શું છે ભાઇ

પંથીરામ-અરે પ્રભુ હવે શું કરૂં કયાંથી મારા નસીબ ફર્યો ને ઉજજનીમાં આવ્યો ઉજજેનીમાં આવો જુલમ થતો હતો તેની આજેજ ખબર પડી હર હર વીશ્વંભર હવે શું મોયે બતાવું ? મારા સાઠ વર્ષ હવે પાણીમાં ગયાં ધોળામાં ધુળ પડી છે. આથી મરવું તે સર્વોતમ છે માળવરાજા તારૂ સત્યાનાશ જજો જયાં આવા જુલમ ગુજરાવે છે.

કરમચંદ-૫ ટો કડ શું થયું ?

પંથીરામ-ભાઇ વાત શુંકરૂં સંસાર તદન મારે વૃથાથઇ ગયોછે અરે મારી એકની એક બાળી તે દુષ્ટોએ હરણુ કર્યું મહાદેવજી

આવા જુલમથી રાજ ઉપર ત્રુટી કેમ નથી પડતો રાજાતો તદનરાણીમાં અંધ બન્યોછે, યથારાજા યથાપ્રજા તેમ થઇ ગયું છે રહેવાનો ધર્મનથી

ખુશાલચંદ--શું મહારાજ તમારી દીકરીનું હરણ કડયું હડણ કડયું ટાડેતો માડો બડો બહુ કરી આ વન ઠડયો વાટ કાંઇ જેવી તેવી ન ગણાય

પંથીરામ—અરે ભાઇ તમે શીદ માથુ કુટાવો છો ? તે જનાવર નહી પણ મારી બાળકીને બળાત્કારે ખુંચી લીધી

ખુશાલચંદ—ડાડે મારા બેટા ચોખું નામ પાડય હડણ કડયું હડણ ડડયુ શું કરે છે !

પંથીરામ—ઠીક ભાઇ તુ પણ ગાળ દઇ લે અત્યારે સહુને કહેવાનો અને મને સાંભળવાનો વખત છે.

સોમચંદ—ના મહારાજ તમને ગાડ દેવાય કે ? અને મારો બેટા ખુશાલચડીઓ અવલચંડ ઠોકરો છે પણ વાટ ટો ઠંડા કેમ થયું

પંથીરામ—ભાઇ તમારી સાંભળવાની બહુ ઇચ્છા છે તોસાંભળો હુ તથા મારી નાના નામની પંદર વર્ષની બાળકી જે ગઇ સાલ માંજ લગન થયેલાં છે તેને આણુ તેડી પાછો વળ્યો હતો બારોબાર અમારા ગામ તરફ જઇએ તો કાંઇ હરકત નહી પણ વીધીના લેખ તે કેમ મટે વીનાશકાળે વીપરીત બુદ્ધિ ટીમણ કર્યા બાદ બાળીકાએ કહ્યું કે મારે તો ઉજજનનો દરબારગઢ જોવો છે ? મેં ઘણી ના પાડી પણ બાલ્ય અદુકડો તે કેમ ફરે ? બાળા હઠ લઇને બેઠી હું તેને નીરૂપાયે પુત્રી સાથે નગરમાં આવ્યો કર્મફર્યું એટલે સહુ ફર્યુ ઉજજનનો રસ્તો ભુલ્યા દરબારગઢને ઠેકાણે મુસલમાનવાડે પડયા, તેવામાં પોલીસ ચકલામાં પંદરેક તુરકોનું ટોળુ બેઠુ હતું તેનો નાયક ઉંચા આસને હતો તેણે મારી બાળીકા ઉગર મોહીત

ગઇ તેના નોકરને પુત્રી પકડવાનો હુકમ કર્યો તેને શું દયા, જેવો હુકમ થયો કે તરત ખુંચી લીધી કાલાવાલા કરવામાં મેં બાકી રાખી નહી પણ તે નીડરને શી દયા, મારી ઉપર કોરડાનો વરસાદ વરસાવી કાઢી મુકયો અરે મારી પાર્વતી વીરસુશીત પુત્રીને તે દુષ્ટો કોણ જાણે શું કરશે.

નઠોરચંદ–મહારામ તમારી દીકરી રૂપાળી બહુ હશે નહી ટો કઠી લે ના એટો તમારી ભુલ ખડી કે.

પંથીરામ–ભાઇ એમાં ભુલ શાની રૂપાળી કાંઇ મારી નંખાય છે.

ખુશાલચંદ–માડી કાંઈ નંખાય ખડી એટો માડો નઠોર-ચંડીઓ સમજે નહી કાંઇ પણ જાણે નહી ને હું મોટો પંડીટ હોઉ એવો ડોડ રાખે વળી શું થયું મહારાજ.

પંથીરામ–મશાણ ગયાં લાકડાં પાછાં આવે ? તેમજ મુસલ-માન તુરકોના હાથમાંથી તે કન્યા પાછી મળે એવો શીદ ભરૂસો રાખવો પડે ફરીયાદ કરવા કચેરીમાં ગયો પણ ત્યાં કોણ સાંભળે ભગવત ? પઇસાના વહે લાલચુ તેના તાકડા તળે નહીં

ખુશાલચંદ–માડુ બેટુ ડુપીઆ અજબ ચીજ છે કે કેમ મહારાજ ડુપીઆ હોય ટો મોટા રાજા પણ આપણને સલામુ ભરે કેમ ખડું કે મહારાજ ?

પંથીરામ–હાજ તો ભાઇ કળીયુગમાં ડોઢ ડાહયો પરમેશ્વરથી પણ પઇસો છે ત્યાંથી હું પાછો ફર્યો દરબારગઢમાં ગયો. પણ ત્યાં કોણ ખબર સાંભળે ! મને ભાળ્યો કે કાંઇ પુછ્યા ત્રણસેક કોટી ગયેલી ખવાસણો ધોકલાં લઇ ઉતરી પડી અને મારી મારીને અધમુવો કરી નાંખ્યો ત્યાંર માંડ છોડયો હવે મારે જીવ-વાનું સાર્થક રહ્યું નથી ભીક્ષાવ્રતી કરી જે થોડા ઘણા પૈસાની પ્રાપ્તી થશે તેનું અફીણ લઇ આત્માને પરમાત્માની હજુર મોકલીશ.

દિપચંદ-મહારાજ આટમ હટયા કદીએ નહી, ટમે ટો ચતુર છો ને વડી કેમ ભુલો છો ? હોય પણ માણુસને માઠે એ કદું આવે છે દુખ વખતે ધીરજ રાખવી એ માણુસ માતરનો ધરમ છે પણ ભાઇ પેલો કોણુ છોડીને માડતો માડતો આવે છે એને જડા દયા નહી આવટી હોય.

પંથીરામ-અરે ભાઇ એજ નીરદય મારી દીકરીને પકડી લેનાર હાય પ્રભુ મારી તરૂણુ બાળીકા ઉપર તે ચંડાળો કેવો જુલમ ગુજારે છે.

ખુશાલચંદ-અડે ભાગો ભાઈ ભાગો ઇટો ઉરબકીઓ માડો દીકડો બહુ ફાટી ગયો છે ટાકીટે વીખાઇ જઇએ નહીટો અમઠા હાલી હાટે કદી હાડકાં રંગાશે.

નઠોરચંદ-મારા બેટા હજી તો ઉભા છે તમાડો બાપ ટાલજ પાડી નાખશે સોમચંદને કડમચંદીઓ હાડા ભાંડા ભાગતા નથી.

ઉ૦—કયું બમન કાયકું વાસ્તે ઇદર ખડા હે તેરી લડકીકા તેરે કુચ્છ કામ હે હમ ઉસકી સંગ સાદી કરકે બહોત મોજમઝા કરૂંગા તેરી પરી જેસી બેટીકું જેસા તેસા બમનકી સંગ સાદી કરલી થી ઇસ તરેહસે મેં અચ્છા હું મેરા બદન તો દેખ કેસા અચ્છા હું જેસી તેરી ગુલબદન બેટી એસા મેરા ( નર્મદાના ગળામાં હાથ નાંખી કયું પ્યારી મેં અચ્છા હુંની તેરી નજરમાં આતા હું કે કયું.

ન૦- ( તરછોડી ) મુક મારા રોયા તારાં બદનમાં પુળી નાપાક તારા બદનનો શું ખપ છે ભલો થઇ છોડી દે નહી તો આત્મા ત્યાગ કરીશ પણુ તારી મુરાદ હાંસલ નહી થાય એમ ખાત્રીથી માન

પં૦—અરે ચંડાલ તુર્ક નિરદય ન થા આ ગરીબ બ્રાહ્મણુ પર મહેરબાની કરી છોડે તો સારૂં.

ઉ૦—સાલા બમન તેરી લડકી તેરે કયા કામકી હે ઉસકી સંગ એક દફેસે મોઝમઝા કરલી ફીર તેરી નજર આંખુંસે દેખ લે.
(તેને બાંઝી પડે છે.)

પં૦-અરે ભગવાન હાયરે એવુ અનિષ્ટ કૃત્ય જોવા કરતાં મરવું ભલું છે જે અંબિકા તું ભોગ (જીભ કરડી મરી જાય છે)

નર્મદા- લલીત.

અરર એ પીતા આ શુંરે કર્યું ધિરજ હું હવે શી રીતે ધરું
રંક પુત્રીને. શું તજી ગયા નવ લીધી જરા દિલમાં દયા.
નિચ તર્કને હાથ હું પડી: નહિ મળે હવે સુખની ઘડી,
કેયમ કરૂં પ્રભુ. હાય શું થશે. તરફ દિલને તો અતી દમે,
ધરમ માહરો શી રીતે રહે, શરમ તોડે તે દુરટ આખરે
જુલમ તો બહુ થાય છે અહીં ખબર નવ લહે, રાજ્યનો ધણી.
રઈયત માળવી. દુઃખ થાયરે, નવ મળે જરા રે દયારે.
ઉજનમાં પ્રભુ આ શો કોપરે ઈશ્વરી દયા થઇ અલોપરે.
મદદ માહરી કોણુરે કરે મતિ ફરીગઈ રાયની ખરે,
વિભુવરા હવે સહાવ તો કરે બંધન માંહેથી શર્ણમાં ધરો.

ઉ૦—સાલી હાય હાય કયું પોકરતી હે ? તેરે બાપ મરગયા ઉસ્મે હમારે કયા મોજમજા કરનેકાક વખત ચલા જાતાહે બિલાપ છોડદે મેરી સંગ ઇસ્ક કરનેકે બાસ્તે; ઇદર કયું નહિ આતે હે ના. જની યહ ફાની જગ્તમેં દુસરા કયા લે જાના હે ખાના પીના ઓર મોજમજા કરના! દુસરા સંગ આને વાલા નહિ કેસા ઇસ્કા બહીરહે દેખતો લે સબી હથીયાર છોડકર સેં તઇયાર હો જાતા હું તુમબી હો જાઓ (સવ હથીયાર છોડી નાંખે છે)

ત૦—તળવેથી હથીયાર પકડી ઉસ્કેબને નીચો પાડી ચડી

બેસે છે દુષ્ટ તરકડા કરી લે તારાં ઇશ્વરનું સ્મરણ પાપીષ્ટ તારા પાપનું ફળ ચખાડવાજ ઇશ્વરે મને ઉશ્કેરી છે એપ ખચિત માનજે.

ઉ૦—અરે મેરી, માવડી ખુદાકી રહેમ નજરસે એક દફે છોડદે મે તો તેરા બેટા હું ગૌ માફક ગીની મહેરબાની કરકે છોડદે ફીર તેરા નામ લઉંગા તબ ખુદાકી કસમ છોડદે, માવડી છોડદે, મેં તેરા લડકા ઓર તું મોરી અમા બસ રહેમ કરદે.

ન૦ તું જેવા દુષ્ટને છોડી પાછો પસ્તાવો કરવા ચાહતી નથી લે તારી દુષ્ટતાનું ફળ (તરવાર ગળે ફેરવ્યા બાદ) પ્રભુ મારે પણ હવે જીવવું તે તદન વૃથા છે એક તો પિતાજી ગયા ને બીજું મારી પવિત્રતા ગઇ તો મરવું એજ હજાર દરજે ઉચિત છે લેજે પરમાત્મા તારા શરણા. (તરવાર ફેરવી વાળે છે)

## પ્રવેશ ૪ થો.

મ૦—અરે મને દુષ્ટ પીંગળાએ કેવો ફાંસામાં ફસાવ્યો છે તેને ત્યાં તે દુષ્ટ રંડા કેવી રીતે રહેતી હતી કે ક્ષણભર પણ વિસારી નહી તેને બદલે તો માસના માસ વહી ગયા તો પણ જરાબી પતો મળ્યો નહી તે સ્ત્રી એકલ વચની નહી, એમ મેં ખાત્રીથી સિદ્ધ કર્યું છે શુંદ્ધ મા બાપનું ફરજન હોય તો આમ કહી ફસાવે ખરી કે ? કોપ બીજો મળી રહયો હશે એમાં તો સંદેહ નહી. નહિ તો કોઇ દીવસ પણ બોલાવત ખરી, કપટકળા પણ જેવી તેવી હુચી નહિ; ફરીને લો તેણુ મોઢુંજ ના બતાવ્યું. સારૂં થયું કે અહી આપણે ચંપકકળા સાથે પ્રેમ બંધાણો તે ગુણકાથી આનંદમાં રહીએ છીએ નહી તો 'ધોડારમાં ને ધોડારમાં ગોંધાઇ રહેવું પડતા વળી ત્યાં જવા આવવાની હવે હરકત આવવાની નથી, કારણ મહારાજાએ

વીક્રમને દેશવટો આપ્યો, તે શું બન્યું હશે, વીક્રમમાં તો કસુર આવે એમ મને લાગતું નથી, નક્કી એમાં પીંગળાનો પ્રપંચ હોવો જોઇએ આપણે તેની શી પંચાત છે ? આપણે તો આપણું કરવું ચંપકકળા પીંગળાથી સ્વરૂપમાં ઓછી નથી જેવી પીંગળા પાસે મોજમજા પડતી તેવીજ તેની પાસે પડે છે ઇશ્વર સહુનો બેલી છે, એમ ના હોય તો કેમ ચાલે પીંગલા સાથે યારી રાખવાથી ફાયદો પણ શું હતો ? એક તો નફ્ટ નારી, બીજું ખાવું તેનું ખોટું અને ત્રીજું તો જીંદગીને જોખમમાં નાંખવી, પરમાર જેવા તેવા કરડા નથી તો સારૂં થયું કે બચ્યા, એવી નફ્ટ નારીનો વિશ્વાસ કરવો એજ ખોટું છે.

હવે હું નહિ અંતઃપુરમાં આવું.

નફ્ટ નારીની પ્રીતીરે, જગતમાં કદી નહી તો કરવીરે.
શીક્ષા નીશદીન તેવી રીતે, દીલની માંહે ધરવીરે,
પ્રાણઘાત તો તેથી થવાની, દેહી જોખમમાં પડવીરે.
ધણી તણું તો નીમક ખાઇને, નીમકહરામી બનવુંરે,
દેહી ક્ષણ પણ થાય છે તેથી, માટે તે ન આચરવુંરે. નફ્ટ.
બસબસ તેનાપર હવે જરાબી પ્રીતી રાખવી નહી,

( કપટકળા આવે છે. )

કપટકળા–કેમ અશ્વપાળજી ખુશીમાં તો ખરા કે બહુ દહાડે તમારા દરશન થયાં છે માફ કરજો અત્યાર સુધી તમારી પાસે અવાયું નથી પણ નીરૂપાયે હવે તો ખુબ બંદોબસ્ત થઇ ગયો છે વીક્રમને દેશવટો આપ્યો એટલે કોઇ પ્રકારની હરકત રહી નથી, આવવા જવાને બહુ સુગમતા પડશે અત્યાર સુધી મારી બાઇએ કેવી રીતે વખત ગુમાવ્યો છે તેતો ફકત ઇશ્વરજ જાણે છે શરીરને

તમામ ગાળી નાંખ્યું છે ઇશ્વર કૃપાથી સઉ સારા વાના થયાં લ્યો અમરફળ તમારા માટેજ મોકલાવ્યું છે તેનો ગુણ એવો છે કે જે નર યા નારી ખાય તેને માથે જન્મ મરણનો ભય રહે નહીં.

**મદન**–(ફળ લેઇ) એવો ગુણ છે, ત્યારે તારી બાઇએ કેમ પ્રાશન ન કર્યું! અને મારા માટે કેમ મોકલ્યું?

**કપટકળા**–મારા બાઈ અમર થઇને શું કરે? સંસારી જે સુખ મેળવવું તે તમારાથીજ છે.

**મદન**–ઠીક લે ત્યારે (સ્વગત) પાંગલાને તો મારી પર અતીશે પ્યાર લાગેલો છે પણ આપણે રાખવો તે વૃથા છે હમણાં તો જરાતરા પ્રેમ બતાવું. (ચાસન) કપટકળા ત્હારે તારી બાઇ વીના મને ઠીક પડે ખઈ કે?

**કપટ**–તમને તો મારી બાઇ જેવી હજારો મળે પણ મારી બાઇને તો જરાવાર પણ ન ચાલે માટે તમેજ પ્રાસન કરો એ યોગ્ય છે.

**મદન**–ઠીક ત્યારે હું પ્રાશન કરીશ.

**કપટ**–ત્યારે અત્યારે પધારશોના.

**મદન**–નાના અત્યારે તો નહી આવું કારણ મારા શરીરે ઠીક નથી.

**કપટ**–ત્યારે તો અત્યારે હું જાઉં છું આવતી કાલે અવશ્ય આવવું પડસે સમજ્યા ખરા કે.

**મદન**–ખુશીથી તેની હરકત નહી.

મેરા ગમકા તરાના સુનીએ રીસાના હુએ

ફળ મળ્યું આવારી છે સુખકારી કરવું શું તેનું હા,

દીસે કીમતી ભારી, ચમતકારી, તે સુખકારી,
ચંપકસેના ચંપકવરની, રૂપ છે શશી સમાન,
અધરામૃત આપે તે પ્રીતે પાય છે પ્રીતીનું પાનરે.
અરે મુગ્ધા કુમારી, ઉરવશી નારી છે સુખકારી, કરવું૦
પ્રેમમીલીને પ્રેમદા વીના, સુનો છે સંસાર,
અમરફળ તેને તો આપું જે પ્રાણાધાર, કરવું૦
દીલમાં વસનારી ખરે તે પ્યારી, છે સુખકારી,

બસ તેના વીના જીવીત વૃથા છે, માટે તેનેજ સુપ્રત કરવું યોગ્ય છે, ચાલ ત્યારે જાઉં.

## પ્રવેશ ૫ મો—ત્રથળ રસ્તો.

**ભર્તુહરી**—અરે આજે મને અપસુકન થયા કરે છે, વીક્રમ અત્યારે મને વારંવાર યાદ આવ્યા કરે છે, મેં તેને દેશવટો આપ્યો પણ વગર વિચારથી તે બાબત જરાપણ લાંબો વિચાર કર્યો નહી ત્યારે તપાસ કરવા જેવું પણ શું હતું ? પ્રિયા કદી જુઠું તો ના બોલે બોલ્યાનું પ્રયોજન પણ શું વિક્રમ જયારથી ગયો ત્યારથી મારૂં ચિત તદ્દન ચળિત થયેલું છે, ગુપ્ત રીતે અત્યારે સર્વ સ્થળે નગર ચર્ચા જોતો આવું છું પણ સર્વ ઠેકાણે શોક પ્રકટાઇ રહ્યો છે ઉજજન સમશાનવત ભાસે છે. નગર પ્રજાના મનો તદ્દન ઉદાશી થયેલા છે સરવ ઠેકાણે મારો ધીટકાર સાંભળવામાં આવે છે જોર જુલમ પણ અત્યંત વરતી રહયો છે. નકકી કાંઇ માળવદેશ ઉપર આફત આવવાની હોય એવું મને અનુમાન થાય છે અરે હું તદ્દન રાણીમાં લુબ્ધ બની પ્રજાની જરાપણ ખબર લેતો નથી. આતો મારી કેવી મૂર્ખાઇ પરમાર વંશમાં મારા જેવો કોઇ ત્રિયાબંધીત પુરૂષ થયો નથી છતાં, હું આમ તેતો જગત નિયંતાનો કોપ ગણાય

આશા ઓડી.

ઉદાસી અતી થાયે પ્રભુ દિલ ઉદાસી અતી થાએ;
ભયકારી સહુ ભાસે છે મુજ, ચેન પડે ન જરાયે. પ્ર૦
વિક્રમ વિના સર્વ ઠેકાણુ, શોક ગયો પ્રસરાયે. પ્ર૦
રાણી મહી લુબ્ધ બન્યો હું, ભુલ મોટી તે ગણાયે. પ્ર૦
ખબર લીધી નવ પ્રજાતણી, તો થાય છે અતી અન્યાએ. પ્ર૦
માળવ દેશ ઉપર ખરે, આફત આવી જણાયે.. પ્ર૦

ખરેખર કોઇ આફત આવવાની છે એમાં તો સંદેહ નહી, વિભુવર કરે તે ખરૂં, ચાલ ચર્ચા તો બધે જોઇ વાળું.

---

## પ્રવેશ ૬ ઠો.

### ચંપકકળા ગુણીકાનું ગૃહ.

**ચંપકકળા**—આ પણ અરે એક નવાઇની વાત છે ? નવાં રાણીની ઉપર અગર બીજે કાંઇ પણ વિક્રમાદિત્યની બુદ્ધિ આવી નઠોર થાય એતો ગજબની વાત છે, આમ થાય એ કદી પણ સંભવિત નથી ગમે તેમ હોય પણ આમાં તો કાંઇ જુદીજ વાત છે. સાંભળવામાં આવ્યું છે કે નવાં રાણી અશ્વપાળને તેડના આવ્યા છે, તેના ઉપર વિક્રમ મહારાજાની બહુ ધાક હતી અને તેથી અશ્વપાળથી કાંઇ પણ આડું અવળું જવાતું નહી, તેમ રાણી અતિશે કામાંધિ છે જ્યારે અશ્વપાળ ચાર સાથે મળવાનો રસ્તો ના રહયો ત્યારેં વિક્રમને પોતાની અપેક્ષા જણાવી. પણ પરમારવંશી એવું નીચ કૃત્ય કદી કરે કે નહી એની મને પુર્ણ ખાત્રી છે. તેમાં વળી વિક્રમ દેવાંશીનર જ્યારે રાણીએ એવી નીચ અપેક્ષા જણાવી હશે, ત્યારે સિદ્ધાંતથી વિક્રમે તિરસ્કાર કર્યોજ હશે એમાં તો સંદેહ

નહીં એક તો તિરસ્કાર અને બીજું યાર ઉપર શખ્તી એ બંનેથી કંટાળી ખોટા આરોપે દેશનિકાલ કરાવ્યા હશે મહારાજા પણ તદ્દન લીન બન્યા છે ઉજજન નગરીમાં શોક પ્રગટાઇ રહયો છે નોકરો બધા લાંચીયા થઇ ગયા છે હજુ ઝાઝો વખત થયો નથી ટુંક ત્રણ ચાર દિવસના વખતમાં એકદમ સ્થીતી ફરી ગઇ છે આ મારાં મનનાં તરકો છે.

ખરી ખાત્રીના ખબર મળ્યા નથી.

**ભલે લાલ તમાચો મારી મુખડુ લાલ રાખો એ રાહુ**

આતે અફવાતો કેમ કહી માનુ સાચીરે
માનુ સાચીરે. કેમ માનું સાચીરે આતો૦
મહારાજા વિક્રમ તણુ તો કાર્ય નવ હોય
પરમારવંશમાં હજુ એવો પ્રગટયો નથી કોય આતો૦
પીંગળા નારી નીચ નારી એમાં નહી સંદેહ
કપટ રચ્યુ તે તેણે ભારી જરા નહી તે ફેર આતો૦
ધરમધુરંધર તે મહારાજા કરે ન એવું કામ
નીચા કૃત્યની ઉપર તેતો કદી ન બીડે હામ આતો૦
ભુપ ભરગરી ફાંસો નાંખી વશ કીધાં છે સાર,
સાચું જુઠું નવ તપાસ્યું તેણે તો લગાર આતો૦
માળવમાં દિલગીરીનાં વરતાણી બહુ પેર
વિક્રમ જાતાં વિદેશ માંહી થયો છે કાળો કેર આતો૦

ખરેખર વિક્રમ ઉપર ખોટો આરોપ મુકાણો છે હવે માળવા ગાદી વધુ ટકાવાનો વખત નથી થાય તે ખરૂં બેઠા બેઠા જોઇએ છીએ આપણે પણ તે પણ તે અસ્વપાળને ઠીક મેળવ્યો છે રાણીની બક્ષીસો મારી પાસે તુરત હાજર કરી આપે છે તેની પાસે તો જેટલું

હતું તેટલું આવી ગયું છે હવે થોડા ઘણા દિવસ ચારી રાખવી કાંતો તેનો પાપનો ઘડો ફુટી જાય છે ! નહી તો આપણો ધક્કા મારીશું કાંઇ એમાં શરમ છે ? કુળાચાર પ્રમાણે વર્તવામાં શો બાદ.

( અશ્વપાળ આવે છે )

ચં૦—પધારીએ અશ્વપાળજી હમણાં થોડો વખત આવરો જાવરો રાખો છો ! શું તમને આ ઘટીત ગણાય કે આપ જાણો છો કે તમારા દર્શન વીના મને જરા પણ ચેન પડતું નથી ક્ષણ વિયોગ તે યુગ સમાન સમજુ છું આપ કૃપાનાથ જયારે મારી ઉપર કૃપા દષ્ટી ઓછી કરશો ત્યારે તો મારૂં જીવતર વૃથા થાયના

અ૦—એમ હોય તો ખરૂં કે જેવોજ તમારો પ્રેમ તેવોજ મારો છે જરા પણ ઓછો સમજશો માં અત્યાર સુધી તો આવવા જવાને જરા પણ હરકત હતી પણ હવે તો કોઇ પુછનારજ નથી.

ચં૦—અત્યાર સુધી પુછનાર હતા ને હવે કેમ નથી ?

અ૦—વિક્રમે જેવો તેવો બંદોબસ્ત રાખ્યો નહતો તમારી પાસ આવતો જતો પણ ડર બહુ હતો તો હવે જયારે તેને દેશવટો મળ્યો ત્યારે કોણ પુછનાર રહ્યું.

ચંપક—ભલા મેં વાત સાંભળી છે કે વીક્રમાદીત્યને દેશવટો આપ્યો તે શા માટે ? તમારાથી તો તે બાબત અજાણી નહી હોય ભલે રહો તેમ ઘોડારમાં પણ તેથી શું થયું ? ક્ષણક્ષણની ખબર તમારી પાસે આવ્યાજ કરે.

અદન—પણ અમને ભોરી સમજો છો ? કદીજ નહી અમારૂં ખોળીઉં ઘોડારમા પણ ચીત તો સદા ભ્રમીતજ રહેવાનું

ચંપક—ત્યારેજ કહું છું ના કે તમારાથી તે બાબત અજાણી ન હોય.

મદન—પણ તમને કહેવાય તેવી નથી તો.

ચંપક—તો મારે સાંભળવાની જરૂર પણ નથી તમને વળી મારાથી વાત વહાલી હશે ? અમારે એમ રાખવું ફાવે નહી કારણ ક્ષણ સમય વિયોગ તે અતિ દુર્લભ અમારા વિશ્વેશ્વર તો ખરા તમેજ છો, જ્યારે આપ પધારો છો ત્યારેજ મને શાંન્તી વળે છે તમારે તો મોટી મોટી રાનીઓ સાથે પીછાન એમાં અમારી સી ગણત્રી ?

મદન—વાહ પ્રીયા તે વાત તમારા જાણવામાં આવી ?

ચંપક—કેમ ના આવે ! અમે જરાતરા સમજીએ છીએ ખરાં અને ત્યારેજ અમારી ઉપર કૃપાદૃષ્ટિ રાખો છો, નહિ તો વળી એવી વાત અમારાથી વહાલી હોય ખરી કે ?

મદન—પ્યારી રીસ નહિ ચઢાવો, હું તે સર્વ બાબત તમને માહીત કરીશ હમણા તો ગાયન ચલાવો જેથી બગડી ગએલા મગજને જરા શાંતિ આવે.

ચંપક— ગાયન

થયો છેરે મમ સફળ જન્મ તમ દર્શનથી આજે,
સ્વામી મારા નેનનાં તારા પ્યારા છો પ્રિયનાથ,
ચીત પ્રોયું મન મોહ્યું. દુઃખ ખોયું સુખ જોયું,
પ્યારી સ્વીકારે પ્યારની માંહે જેમ દીલ છાજે, થયો૦
સંયોગ થયોને વીભુ કૃપાથી પ્યાર મારા યાર,
તમ પ્યારી હીતકારી, સેવા સારી પ્રિયધારી,
ઉરમાંહે વસીયા પ્રિતમજી પ્રેમ તણા કાજે, થયો૦
નીરખું તમને વહાલા જ્યારે, દિલ થાયે શાન્ત,
દીન દારા ધારો પ્યારા, પ્રાણ મારા સુખકારા,
પ્રિતી માંહ પ્રીય નીભાવો કરગરી કહું આજે. થયો૦

મદન—વાહ પ્રિયા આજના આમનની ખુબી તો ન્યારીજ છે આજની પ્રીતી પણ વીચીત્ર છે, પ્રીયા આમ હરહમેશ મહેશ્વર પ્રીતી નીભાવે તો કેવું સારૂં.

કપટ—અવિચળ તો શું પણ મહેશ્વર કૃપાથી જ્યાં સુધી તછયાર છીએ ત્યાં સુધી તો પીતા કૃષ્ણ જરા પણ મોળું નાજ પડે એમ ખાત્રીથી સમજજો.

મદન—ત્યારે પ્રીયા મરણનું દુ:ખ ટાળું તો કેમ ?

કપટ—એ શું બોલ્યા! કાળ કોઇને પણ મુકનાર નથી; રામચંદ્ર, કૃષ્ણ, ભીસ્મપીતા, યુધિષ્ઠિર, અરજુન વિગેરે મહાપ્રતાપી પુરૂષો થઇ ગયા તેઓ એક વખત મરણાધિન થયા, તો આપણે શી વીસાતમાં ગણાઇએ.

મદન— લાવણી.

ફળ એક ઉત્તમ તો આજ મળ્યું છે ભારી,
પ્રાસનથી અમર થ,ય નર ને નારી,
એ ઉત્તમ ફળને પ્રીય લ્યો સ્વીકારી,
જન્મ મરણ દુ:ખ ટળે ઉર લો ધારી,
સુપ્રત કરૂં છું આજ તુને ઉલ્લાસે;
અમર થઇને પછી પ્રીયા સુખ દો ભારી;
સદા જોબન વેશે રહો તમે તો નારી;
મને પ્રાણથી વ્હાલી આજ તુને તે ધારી;
અમરફળ ઉરે અમુલ્ય સોપું આ વારી;
પ્રીતી અવીચળ રહે સદાએ મારૂ;
પ્રીયા રીસ કરે કદીયે તને ના લાગુ;

ચંપક—પ્રાણેશ્વર આવી અમુલ્ય વસ્તુ આપના કોમળ હસ્તમાં કયાંથી આવી? તે કહેશો ખરા કે!

મદન-પ્રિયા વાત કહેવાય તેવી તો નથી પણ હું તમને મારૂં તન મન ધન સમજી કહુ છું પણ સરત રાખજો કે પાછી આડી અવળી ફેલાય નહી કારણ મોટાના ઘરમાં પગ મુકયો છે તો પુરતી સંભાળ રાખવાની જરૂર છે.

ચંપક-શું તમે મુરખ સમજો છો ? વળી કોઇ દીવસ બીજે ગઇ છે ખરી કે પણ પ્રથમ પડતી મુકી આ સરવ બાબતથી દીન દાસી વાકેફ થવા ઇચ્છા ધરાવે છે.

મદન-સરવે કહું છું તે સાંભળી લો.

**માડી તું મને વઢે છે પળ કેડે પાછી હસે છે-એ રાહ.**

તુ તો સાંભળ પ્રીયા મારી, આજે કહૂં વાત વીસ્તારી,
બચપણથી મારે યારી પીંગળા સાથે લાગી પ્યારી,
નાની વયમાં કપટકળાએ જોડી દીધી પ્રીતી
ચંદ્ર ચકોરનો પ્યાર તો લાગ્યો, જુદી ના રહી રીતી,
મારી અંતાશે બંધાણી પ્રીતાસે બંધાંણી તું તો૦
જીવ જુદો તો ના રહ્યો લાગ્યો છે બહુ પ્યાર.
ક્ષણ વખત યુંગના સમ તો લાગે દુઃખ અપાર,
જરા જુદુ ના રહેવાયે ઘડી જુદુ ના રહેવાયે
જનાને : જાતો આતો પ્રેમનુ કરવા પાન.
મંડપમાં મહારાજ પરણ્યા તોડીને નીશાન
મુને સાથે તેડી લાવી પ્યારી સાથે તેડી લાવી. તુ તો૦
મારી ઉપર વીક્રમ તણી હતી બહુ સખ્તાઇ
જરા જુદો નવ પડવા દેતો થાય સંયોગ કાંઇ
મુઝવણ આવી તેથી મારી દુખ લાગ્યુ તેથી કારી,
મહારાજા શીકારે પધાર્યા પાછળથી પ્રપંચ • તુ તો૦

ખોટો આરોપ મુકયો તેણે રાય થયો છે અંધ
જરા ઢીલ ન લગાડી કાઢયો વીક્રમ તે વારી વુ તો૦
અમરફળ રાજાએ હેતે આપ્યું રાણીને સાર,
તુરત તેણે મોકલાવ્યું આણી અતી પ્યાર,
તેતો લાવ્યો છું આ વાંરી તેતો પ્રાસન્ન કરને તુતો પ્યારી વુ તો૦

( ભરથરી અત્યાર સુધી ગુપ્તથી ઉપરની બીના શ્રવણ કરતાં ક્રોધથી સમગ્ર બની આશ્ચર્ય સાથે સ્વાગત. )

**ભર્તુહરી**-હા પ્રજા શું આવી કનીષ્ટ વાત સ્વપ્નામાં તો નથી સાંભળતો ( હાથની આંગળી કરડી- ) નહી ખરેખર જાગ્રત પણામાંજ છું અરે આ શું કહેવાય ? અરે પીંગળાની આં કબુદ્ધિ આ તો એક ગજબની વાત છે શું વિકરમ ઉપર આવો પ્રપંચ શું પીંગળા આવી દુષ્ટ ભાર્યા ? આમ હોય તો મહા અનર્થની વાત ગણાય ? ખરેખર તેમજ હોવું જોઇએ નહી તો અમરફળ આના હાથમાં આવેજ કયાંથી ? તે દુષ્ટ રંડાએ ખરેખર મને છેતર્યો છે પીયરથી સાથે તેડી લાવી તેનુ કારણ તેજ હોવું જોઇએ. વીકરમની એવી ખરાબ નીષ્ઠા કદી પણ હોયજ નહી તે દુષ્ટોનો પાકોજ પ્રપંચ હવે હું જોઉ છુ ? એ નીમકહરામી અશ્વપાળે નીમકહરામીપણુ પુરેપુરૂં બતાવી આપુ છે તેને તો પરાપતજ કરવો જોઇએ પરમારના જનાનખાનામાં પગ મુકયો એ શું ઓછી નામોશીની વાત છે ! એ ચંડાળની પછે વાત પણ આને તો ઓછો કરૂં ( ચાસન ) અરે ચંડાળ નીમકહરામી તને જરા પણ શરમ આવી નહી ? તે જરા પણ હીત અહીત વીચાર્યુ નહી તને જરાપણ ડર લાગ્યો નથી ! પરમાર જેવા પવીત્ર કુળમાં પગ મુકતાં તને જરા અકળામણ થઇ નહી ? ધીક્કાર છે તને તારી

જાતને અને તારા માત પીતાને, ખાય તેનુંજ ખોદયું ? હું હવે કદી તને છોડનાર નથી, ચંડાળ તને ખબર તો હતી કે એવાં દુષ્ટકૃત્ય પગલું ભરતાં તારા શરીરના કોટાનકોટી કટકા કરવા પરમાર તલવાર સાબીત છે, અરે મારા પવીત્ર ભ્રાતને ચંડાળ તેં દેશનીકાલ કરાવ્યો, હાય હવે હું કેટલું સહન કરૂં ? ( ગુણીકા પ્રત્યે ) કહેલી વાત ખરી છે કે ખોટી ? નકી માનજે કે સાચેસાચું કહેતાં તું થોડી શીક્ષાને પાત્ર થઇશ.

**મદન**—( અતી ગાભરા બની સ્વગત ) વિભુ મારી ઉપર અચાનક આ શો કોપ ? મહારાજા અત્યારે ક્યાંથી આવી ચડયા હશે ! અરે મારા મુખેથી આવી વાત કયાંથી નીકળી ગઇ. હવે તે મને છોડે તેમ નથી, નકકી મારૂં આવી બન્યું. હતું તેટલી બાબત તો કેહેવાઇ ગઈ છે હવે એકે પ્રપંચ ચાલે તેમ નથી, ત્યારે ખોટું બોલવું તે તદન નીરર્થક છે, આ પરમાર કદી છોડે નેમ નથી.

**મદન**—( ચાસન )

**હું જાઉં સ્વભુમી છોડીને ફરી નહી આવું આ ઠામ—એ રાહ.**

મહારાજા તો માફ કરોને, ગુન્હો મારો આ વાર,
હું અધમતી (૨) પાપીષ્ટ થયો છું અપાર. મહારાજા૦
ચંડાળ બન્યો (૨) મેં ધર્યો નહી લેશ ધર્મ,
અવીચારે અતી આદરયું મેં હીતકારી કર્મ;
શર્મ તો જરા (૨) નવ આણી મેં દીલ મોઝાર; મહારાજા૦
નીમકહરામ (૨) હું થયો અતી મહારાજા,
પરમાર કુળમાં પ્રભુ તમારી લોપી છે માજા.
કામાંધ અતી (૨) મેં કર્યો બહુ દુરાચાર. મહારાજા૦
છું શ્યામ મુખ (૨) મારો અગર ઉગારો,

ચરણ માંહી આવ્યો રાયજી ગુનેગાર તમારો,
દીલ આણી દયા (૨) છોડી દીયો નૃપ કૃપાળ. મહારાજા૦
મહારાજા હવે તે બાબત વીશે વધારે શીદ પુછો છો !

આપે સાંભળ્યું તે તદન ખરૂં છે. મા–રો–અ–ગ–રે–ઉ–ગારો.

**ભરતુહરી**—ચંડાળ નીમકહરામ તને સતકોટી ધીકકાર છે. આવું કુકર્મ કરતા તને જરાપણ શરમ આવી નહી ? અરે કોઇ છે હાજર ? (ચકલાના સીપાઇનું ટોળું આવી ચડે છે.) તેની પ્રતિ તુમ જલદી જાફર શેરસિંહકી મારફત પીંગલા ઓર ઉસકી દાસી કપટકળાકુ મસ્કેટાટ બાંધકર ઇધર લાઓ.

**સીપાઇ**—અચ્છા મહારાજ મગર એશા કરના સાહેબ.

**ભરતુહરી**—તુમારે પુછનેકા કયા જરૂર હે મુસ્કેટાટ કરકે તાકીદે લાઓ જરાબી ડેર નહી રાખો.

**સીપાઇ**—અચ્છા જીનાબ હમ જાતાહે. (ગયા બાદ)

**ભરતુહરી**—અરે પ્રભુ આતે માળવ ભુમી ઉપર આશો કોટ ! આ મારા પરમકૃપાળે આવી અપવિત્ર ભાર્યા કયાંથી આવી અરે મને અત્યારે બીજુ કોઇ પણ સાંભરતુ' નથી પણ મારો પવિત્ર લઘુ ભ્રાતાને દેશનીકાલ કર્યો તેજ મોટું દુઃખ સાલે છે. અરે હવે હું શું કરૂં પૃથ્વીમાતા તું રસાતાળ કેમ નથી જાતી શેષનાગ પૃથ્વીને ફેરવી કેમ નથી નાખતો આકાશ મારી ઉપર કેમ તુટી નથી પડતું અરે ? તમે સર્વ તમારા મર્યાદા આ કામી ભરતુહરીને માટે છોડી તમારૂ ભક્ષણ કરે અરે વિક્રમ ઉપર મેં તિરસ્કાર પત્ર લખ્યો ત્યારે મારો હાથ કપાઇ કેમ ન ગયો અણુચિતુ ખંજર કેમ ના પડ્યું ! મારા દિલના નિરદય છાતીમાં કારો ઘા કેમ ન વાગ્યો ? અરે પાપી પીંગળા મને તે પુરતો

ફસાવ્યો અરે દુષ્ટ નિમક હરામી કાણીયા તેં પણ લવલેશ વિચાર ના કર્યો હાય તુંજ મારા દુઃખનું કારણ થઇ પડયો છે હાયે હવે તને શું કરૂં તને ગમે એટલી શિક્ષા કરૂં તેટલી ઓછીજ છેરે.

ગાયન (જુસ્સાભેર લેવાનું)

મારૂં મારૂં તને ઠાર હવે કરૂં શું રે હાય
કરૂં સું રે હાય હવે કરૂં શું રે હાય મારૂં મારૂં
જરા વિચાર ન કીધો દુષ્ટ પ્રગટે છે લાય
ઠાર ઠાર કરવી ઘટે દુષ્ટ તારી કાય (૨) મારૂં
પાર પાર કરવાથી પણ દાઝ ન ઓલાય
કાળુ કાળું મુખ તારૂં હવે નહી તું બતાવ,
નહી તું બતાવ હવે નહી તું બતાવ મારૂં

શે૦—સલામ ભરી મહારાજા આપના હુકમ મુજબ કપટકળાને હું બાંધી લાવ્યો, પણ મહારાણી બહુ કકળાટ કરવા લાગ્યાં તેથી મને દયા ઉપજી અને બાંધી ના લાવ્યો.

ભ૦—તમારે દયા લાવવાનું કામ છે કે હુકમ ઉઠાવવાનું?

શે૦—મહારાજા હુકમ ઉઠાવવાનું પણ મહારાણીને શા માટે

ભ૦—તમારે વધારે પડપુછની શી જરૂર છે. તાકીદે લાવો. (શેરસિંહ ગયા બાદ)

કપટકળા? આ અમરફળ કાણીઆને શા માટે આપ્યું! જરા પણ જુઠું બોલી તો નકી સમજજે કે આ તરફથી તારા કોટાનકોટી કકડા કરી નાખીશ. અત્યારે સ્ત્રી હત્યાનો જરા પણ ડર ખાવાનો નથી બોલ સાચું કહે!

કપટ—મ—હા—રા—જા—મારી—દા—ખ—લ.

ભ૦—તારી કે તારી બાઇની સત્વર ?

કપટ—મ–મ–મ–મા–મા–રી–બ–બ–બા–ઇ–ની.

ભ૦—શી રીતે થઇ બોલ ? તને વચન આપું છુ કે સાચેસાચું કહીશ તો ઠાર નહી કરૂં. જયારથી યારી બંધાણી ત્યારથી અત્યાર સુધી અથ ઇતી કહી બતાવ.

કપટ—( અભયવચનથી હીંમત ધારી ) મહારાજા હવે હું શરમ છોડી જે કહું તે પ્રતિજ્ઞા પુર્વક સાચેસાચું કહું છું.

## રાગ દેશવી ખમાચ

મહારાજ આ વાર સુણો દીન દયાળું જુઠું બોલું ન લગાર.
માળવાના પતિ, સત્ય ભાગે આ વાર, દીન દાસી પ્રભુ. મહારાજ
મારી બાઇને પ્રીત, કાણીઆથી સાચીત મોહ્યું તેનામાં ચિત.
બાળપણુ થકી જનાને આવે જાય, હમેશાં તે વિભુ. મહા૦
થયાં લગ્ન જે વાર, કર્યો તેને તઇયાર, સાથે લાવ્યા આ ઠાર;
તમ રજા લહી પણ અહીં ના પળાય, બંદોબસ્ત બહુ. મહા૦
ત્યારે બનીને, અંધ, રાણી બોલ્યા, નીશંક, લાવ દાસી વીક્રમ;
તું આ વાર ખરે, કરી દિલને શાંત, સુખ તેથી લહું.
વિક્રમબાને તે વાર, લાવી હું તેને આ ઠાર. કર્યો તિરસ્કાર,
મહારાજે તીહાં તવ તેમને શીર મુકયો દોષ બહુ. મહા૦
આપે ફળ મુને, રાય આપ્યું રાતની માંહ, મેં સોંપ્યું મમ બાઇ;
તેહવાર ખરે ફરમાવ્યો હુકમ, મમ બાએ મુને મહા૦
કર સુપ્રત યાર, જેથી સુખ અપાર. પામું હું નિરધાર;
તેની પ્રીતીથકી મેં કર્યું એહ કાજ, સાચે સાચું કહું. મહા૦

માળવ પ્રભુ આપની પાસે ખરેખરી બીના કહી દેખાડી છે હવે આપની ખુશીમાં આવે તેમ કરો.

ભર્તુહરી—કમજાત દાસી તારી બાઇને સતકોટી ધિક્કાર છે મને બીજું કાંઇપણ દુઃખ થતું નથી પણ મારા નિરદોશી ભાતાને દેશનિકાલ કરાવ્યો, તેનો કારી ઘા અતિશે મારા દિલમાં સાલે છે અરે જેણે કોઇ દિવસ પૃથ્વી ઉપર પગ નહોતો મુકયો તે અત્યારે અરણ્યમાં ભમતો હશે ? બત્રીશ પ્રકારના ભોજન સુવર્ણ પાત્રમાં જમતો તે અત્યારે ફળફળાદીથી ક્ષુધા મટાડતો હશે ! કંચન મહેલમાં જરીથી બીછાવેલ રત્નમય પલંગપર સુતો તે કાંઇ પણ વસ્ત્ર વિના અટકી ભુમી ઉપર નિરાધાર પડયો હશે ? અરે જેની સેવામાં હજારો દાસ દાસીઓ હાજર હતા, તે અત્યારે ફકત એકલોજ ? હાય હાય વીધી તેં મારી આવી દુષ્ટ બુદ્ધિ કયાંથી કરી ! વિક્રમ હું તારો ભાઇ નહીં પણ ખરે વેરી ઠર્યો. અરે આ દાહગ્નિ શી રીતે ઓલવું ! મારા જીવતરને ધિક્કાર છે, આથી મરવું તે હજાર દરજજે ઉચિત છે, ભ્રાતા જેવી પ્રીતી લક્ષમણની રામચંદ્રજી પ્રત્યે, ભીમ અર્જુનની ધર્મ પ્રત્યે સમગ્ર પાંડવોની કૃષ્ણ પ્રત્યે હતી. તેથી તારી જરાપણ ન્યુન નહોતી ! અરે હવે હું શું કરૂં ! પીંગલા બંધને સ્થીતીમાં રોતી કકળતી હાજર થાય છે. )

પીંગળા—પ્રાણનાથ મારી આ શી દશા ! મારી પ્રત્યે આપનો આવો નીરદય હુકમ ! અરે કાંઇ પણ વહાલ કેમ સંભારતા નથી ! તમારૂં ચિત કેમ ભ્રમીત થયું છે ! હું બંધનથી અતીશે પીડાઉ છું માટે મુકત કરવા કૃપાવંત થાઓ, મારી નહી તો જગતની પ્રતિષ્ઠાથીજ છોડી મુકો ?

ભરથુહરી—તારી બધી લવારી જવા દે એટલી વિભુની કૃપા સમજ કે હજુ જીવતી મુકી છે, બોલ અમરફળ કયાં મુકયું !

પીંગળા—( આશ્ચર્ય થઇ )વળી અમરફળ શું ! મેં ભાળ્યું પણ નથી તો ખાધું તે ક્યાંથીજ હશે, તમે આતે શીવાત કરોછો વિક્રમે જુલ્મ ગુજારવામાં બાકી રાખી નથી. વળી તમો પીડો. વિભુ અરે જરા રહેમ તો કરો. મારા પતિવ્રત તરફ જેમ જરા પણ જોતા નથી.

ભરતુહરી—તારૂં પતિવ્રત આથી કેવું, બોલ અમરફળ ક્યાં છે !

પીંગળા—ક્યાં છે એમ હું ક્યાંથી કહું ! પ્રાણેશ્વર આપે મને ક્યારે ને ક્યાં આપ્યુ ! તેની સ્મૃતિ કરો. ચાર દિવસથી મહેલે પણ પધાર્યા નથી શું આમજ મારીપર અવિશ્વાસ આવે છે.

ભરતુહરી—શું તેં અમરફળ ભાળ્યુંજ નથી કેમ ! કમજાત કપટકળાને રથમાં મુકી સામી મોકલી હતી તે દિવસે તે દુષ્ટ રંડાને તે ફળ આપી પરભારો મહાકાળેશ્વર ગયો હતો તે તને નથી મળ્યું ?

પીંગળા—નહિ પ્રાણનાથ એ તો અધરથી કપટકળાએ પચાવ્યું બોલ કપટકળા તેં મને ક્યારે આપ્યું હતું ? રાંડ જુઠું બોલતાં શરમાતી નથી !

કપટ—બાઇ હવે વધારે ખોટું બોલી પાપમાં ભરાતા જાઓ છો ? મેં તમને તુરત આપ્યું હતું આપે અશ્વપાળને આપવાનો હુકમ ફરમાવ્યો ત્યારે મેં તેને આપ્યું,

પીંગળા—રાંડ નીચ મુખમથી મારે અને અશ્વપાળને શું ? જરા વીચાર કરી બોલ ? જરા શરમાતી પણ નથી.

કપટ—આપ હવે જેટલો પ્રપંચ કરો તો વૃથા છે. મારે હવે ફરીને એવા નીચા કૃત્યમાં હાથ ઘાલવાને જરૂર નથી કે ખોટું બોલવાની જરૂર પડે

પીંગળા—અરે પ્રીયતમ આ નીચ દાસી મારી પ્રત્યે કેવાં કઠોર વચન કહે છે? પ્રાણનાથ તેવાં કઠોર વચનો મારાથી સહન થતાં નથી, અશ્વપાળ મારે ભ્રાતા તુલ્ય છે તેમાં આવો જુઠો આરોપ એક નીચ ગુલામડી મુકે છે તે આપ કેમ સહી શકો છો?

ભરતુહરી—ચંડાળણી બધો પ્રપંચ જવા દે તારે કોણીઆ સાથે યારી નથીજ નથી કેમ? અલ્પી અશ્વપાળજ સાચી વાત જણાવી દેશે? તારે કોની કોની સાથે યારી હતી. જરા પણ જુઠું બોલ્યો તો તારા કોટાનકોટી કટકા કરી નાંખીશ.

મદન-મહારાજા હ—તી તો—પી—ગ ળા બાઇ સાથે

ભરતુહરી-સાંભળ દુષ્ટા આ બંને ખોટા ને તું સાચી કેમ!

પીંગળા-મારે એવો વખત શા માટે આવે! આમ બોલતા શરમ પામું છું માટે પ્રીતમેશ્વર ઉંડી રીતે આપજ તપાસ કરીલ્યો

ભરતુહરી—હવે મારે તપાસ કરવાપણું છેજ નહિ એ ધર્મની મુરતીમાં કદી ચુક આવેજ નહિ, જ્યારે તારો પ્રપંચી પત્ર વાંચતાં સાહસીકપણે તેના ઉપર ક્રોધાયમાન થયે ત્યારેજ આકાશ વાણી થઇ હતી કે સાહસિક નહિ થા પણ દુષ્ટ તારા ભરમીતપણામાં ભુલાવો ખાઇ તે ધાર્મિક વાણીનો ઉંડો અર્થ સમજ્યો નહી તારો બધો પ્રપંચ પુરેપુરો જણાઇ આવ્યો છે માટે વધારે વખત ચંડાળની તારૂ શ્યામ મુખ બતાવી મને અપવિત્ર ન કર!

પીંગળા- ભૈરવિ ગઝલ

દયા લાવી ભુપતી ઉંડુ વીચારો નાથ રે;
કુદ્રષ્ટિ નહી પ્યારીનું તે ન પાપરે,
એ ફળ મુજ નજરથી હજુ દીઠું નથી પતી,

વગર વિચારે પ્રભુજી ક્રોધ કરો શાને અતિ
કપટકળાનું પાપ તો નાથ છે તેની મહીં
કેમ ક્રૂર થયા સ્વામીજી દયા ધરો દિલ કહી
નીચ કૃત્ય મુજ હસ્તથી સ્વામીજી તો થયું નથી,
પીડો નહી દાસી પ્રભુ કહું છું હું કથી કથી

પિયનાથ તમારા સોગન ખાઇને કહું છું કે આવું કુકૃત્ય હજુ સુધી મેં કર્યું નથી આપ વિચારો તો ખરા મારામાં એવી ભુલ આવે ખરી કે ? શું આતો એક ગજબની વાત છે ના.

ભરતુહરી–દુષ્ટા તારા સોગન બધા સાચા છે તે હું નથી જાણુતો, ?

ક્ષત્રી કલંક

હાય હાય લાય ઉઠી છે દિલ વ્યભીચારી તુ પાકી ઠરીરે,
કેવું કીધું છે કામ તે તો નીચ, વ્યભિચારી
તું દુષ્ટાએ ભરમીય કરીયુંમન વ્યભીચારી
મારો લઘુભરાત હાય કાઢયો વન વ્યભીચારી
રોમ રોમ જવાળ ઉડે છે હાય વ્યભીચારી
મુજ દિલ માંહે લાય પ્રગટાય વ્યભીચારી
તારૂં કરવાને માટે તો ખંડન વ્યભીચારી
સહી સલામત મારૂ છે તન વ્યભીચારી
કોટી કટકા કરૂ છે તંન વ્યભીચારી
પણ સ્ત્રી હત્યા ડર છે અપાર વ્યભીચારી
મારા પવિત્ર ભ્રાતાની લીધી લાજ વ્યભીચારી
હવે રહયો નથી કાંઇ તો ઇલાજ વ્યભીચારી

હાય હાય સ્ત્રી હત્યાના ડરથી તને અત્યારે જીવતી મુકુ છુ.

નહિ તો ક્ષણુ વખતમાં તારા અપવિત્ર આત્મા પરમાત્માની હજુરમાં પહોંચાડયો હોત.

**પીંગળા—** **ચંદ્ર વખતશો આવીઓ એ રાહ.**

પ્રભુ ચિતમાં કાંઇ વિચારી, દયા લાવીને પ્યારી સ્વીકારો
શાન્તિ કરો તિરસ્કાર, પ્રભુ પ્યારા છો દયાળ.
વિનતી તો દિલે ઉતારો. પ્રભુ મારા વિનતી તો દિલ ઉતારો
કદી કરૂં એવું કામ, જાણો છો બધુ તો શ્યામ
આવો તે વિચાર નઠારો, પતિ કેમ આવો તે વિચાર નઠારો
પ્રભુ શાને છોડી દીધો પ્યારા સારૂ નરતુ પ્યારા પ્રભુ

**શેરશીંહજી**—મહારાજ પ્રથમ બધો તપાસ સંપૂર્ણ રીતે કરી પણુ ખુશીમાં આવે તેમ કરો પણુ એકદમ સાહસીક નહિ થાઓ.

**ભરતુહરી**—શેરસીંહજી મને તો સિદ્ધિ થઇ ચુકી છે. વળી મારા મનમાં સીદ્ધતા નહી થઇ હોત્ર કારણુ તે કમજાતના કાલાવાલા ઉપર તમારૂ ધ્યાન જતું હશે? પણુ હજુ તેના પ્રપંચો પુરા તમે સમજ્યા નથી.

**શેરશીંહ**—મહારાજા એક ઉપાય તો છે પણુ આવી રીતે મારાં બા સાહેબને જાહેર રાખવા ન જોઇએ તેમ બંધનથી પણુ તેના કાળા કૃત્ય વીચારના હજુ શી શીક્ષા થઇ છે, હજુ તો આગળ છે બોલો સત્વર ઉપાય કહી દો.

**શેરશીંહ**—સહારાજ એક બાબતની સિદ્ધિ થાય તેવું છે તે એજ કે વિક્રમ મહારાજાનો દોષ કે મારાં બા સાહેબનો.

**ભરતુહરી**—મારે પણુ તેજ તપાસની જરૂર છે. બીજાનું ગમે, તેમ થાય પણુ પરમાર પુત્ર તેમાં વિક્રમને મારો.

અઘટીત કલંક મુકયું છે. તે તો એક ગજબની વાત કહેવાણી છે. તો એ ધર્મ મુતીને પ્રત્યક્ષ રીતે તેવા પાપીષ્ટ કલંકથી મુકત કરવાની જરૂર છે.

શેરસિંહ—એમ હોય તો વિક્રમ મહારાજાની રાણી ચંદ્રકળા જે સીતા દ્રૌપદીની પંક્તીમાં શોભે તેવાં છે જેનાં દર્શનથી પણ ભવોભવનાં પાપ બળી જાય. જયારે વિક્રમાદીત્ય દેશવટે પધાર્યા હશે. ત્યારે અરણ્ય જવા શા માટે હજુર હુકમ થયો તે બાબત ચંદ્રકળાએ અવશ્ય પુછ્યુંજ હશે. તેમ વિક્રમાદીત્ય મહારાજાએ બનેલી ખરી બીના જણાવી આપી હશે તો તેને પુછવાથી ખરી ખાત્રી થશે. તે કદી જુઠું પ્રાણ જાય ત્યાં સુધી બોલે તેવા નથી માટે ખરી ખબર ત્યાંથી મળી હશે પણ તેઓ કદી ગુણીકા ગ્રહમાં પધારવાના નહી તેમ ઓઝલ પડદો મુકી આપણે પગ પણ નહી મુકવાના.

ભ૦—તે સતીની તસ્દી દેવાની જરૂર નથી. ચાલો આપણે ત્યાં જઇએ, આ બંન્ને ચંડાળ રાક્ષણીઓએ તેની શરમ ખાતર નહી તેમ મારી પણ શરમ ખાતર નહી, કારણ હું તો માળવાનો રાજા મટી યોગી થઇ ચુકયો છું. પણ આ પરમાર કુળની પ્રતિષ્ટાએ બંધનથી મુકત કરી રથમાં બેસાડી ત્યાં લઇ જાઓ, પણ તેને ત્યાં લઇ જવાની જરૂર નથી; કારણ કે સતીનો પવીત્ર મહેલ આ દુષ્ટાઓથી અપવિત્ર થશે માટે તેને પરભારી રંગમહેલે મોકલાવી આપો. કારણ તપાસ કરવાની તો આપણે જરૂર છે. નીમકહરામી કાણીઆને બેડીઓ જડાવી જેલખાને મોકલાવી આપો. હું ફરીથી બોલાવું ત્યારે હાજર થાય તેવો બંદોબસ્ત કરજો હું તો ત્યાં જાઉં છું તમે સર્વ કામ પાર પાડી સત્વર આવજો તમારા આવતા સુધી મહેલના દરવાજે ખોટી થઇશ.

શેરસીંહ—જેવી મહારાજાની આજ્ઞા.
( સર્વ નીકળી જાય છે. )

## પ્રવેશ ૭ મો.

### ( સ્થળ )—વીક્રમનો મહેલ.

ચંદ્રકળા—દાસી મેં પૂર્વે શું પાપ કર્યાં હશે કે આવી કનીષ્ટ રીતે પ્રાણવીભુનો વિયોગ થયો. પ્રીતેશ્વર જુઠા આરોપને શીરોચરમ કરી અરણ્ય વીશે પધાર્યા, અરે તેમને ત્યાં શી હાલત હશે અરે મારી હવે શી ગતી થવાની, દાશી મને આ શણગારો જરા પણ ગોઠવા નથી.

### સીતાજીના મહીના.

દાસી અરે શણગારો હાય જરા નથી ગોઠતા,
દાસી દીલડા માંહે લાહ, જરા નવ શોભતા,
જરીઅન સાડી લાગે છે અંગ બંધનસમ મુજને;
દીલ ઉઠે છે અગ્નીદાહ, કહું શું હું તુજને;
સમશાનવત ભાસે છે મેલ, મુજને ખાવા ધાયરે
પડે નહિ જરા મુને ચેન, દીલ અકળાયે,
ઝાંઝર જાણે છે બેડી, મુકતા મણીધર છે;
કંચન ચુડી કરે કડી જાણુ, કંચુકી દુઃખકર છે;
આંખ આંજેલી છે આ મેશ, મરચાસમ મુજને;
શીર તણા તો સુંદર કેશ, બાળે છે બહુજરે;
કસ્તુરી કંકુને કેશર, રસીયા વીણુ રાખરે;
શીતળ લહેરો છે અગ્નિ જાળ કરે દીલ ખાકરે;
વીરહાગ્નીનું દુઃખ અપાર, પ્રીતમજી તણું મને;
શ્વેત વસ્ત્રો લાવી તુ આપ, ધારૂં તેને હું અંગે.

દાસી આ સર્વ આભુષણો હવે મને અગ્ની પેઠે બાળે છે માટે તેનો ત્યાગ કરૂં છું મને જલદીથી સ્વેત વસ્ત્રો લાવી આપ અરે હાય હવે મારે શું કરવું મારૂં મન અતિશે અકળાયા કરે છે. આ શ્રમશાનવત મહેલ મને ખાવા ધાય છે આ સર્વ આભુષણો હવે અંગારા સમાન સમજું છું અને પતિના વીયોગથી મરવું તે હજાર દરજ્જે ઉચિત છે.

પાર્વતી— દક્ષીણી રાહની લાવણી.

ચીંતા પરહરો, બાઇ પ્રીય મારાંરે.
આપ ઉચાટ, પતીની માટ, કરોમાં માત જગતનો તાત.
ટાળશે દુઃખ તમારાંરે. ચીંતા૦
અસહ્ય દુઃખ તો શીર પડવું આ વારીરે.
તમ સ્વામીન ગયા છે વન, ધરી કલંક વીધીના અંક;
મટે નહીં લગારીરે. ચીંતા૦
તમ ધર્મથી સહાય કરશે વિભુરે,
ધર્મનો જય, પાપનો ક્ષય, શુધ હૃદય નવ સંશય,
જોઇને રીઝે શંભુરે, ચીંતા૦
દેહને દમી નવ પ્રજાળો બાઇરે,
અંગ સુકાઇ દુઃખ તો થાય, મન મુઝાય, ચીત ચીરાય.
શોકથી સહુ પ્રગટાયરે. ચીંતા૦

બાઇ આમ રૂદન ક્યાં સુધી કરશો ? એથી ઉલટું દુખ પ્રાપ્ત થઇ શરીરનો ક્ષય થશે ઇશ્વર જે દુઃખ નાખે તે સહન કરવું એ દરેક મનુષ્યોનો ધર્મ છે, અગાઉના દષ્ટાંત યાદ કરો ? સીતાજી દમયંતી વગેરેને માથે કેવાં દુઃખ પડયાં હતાં ? વિભુશ્વર સહુની કસોટી કરે છે, માટે ધીરજ રાખો, દુઃખના દહાડા વધુ દીવસ ટકશે

નહી શું ઇશ્વર આપના પતીવૃતા ધર્મ તરફ નજર નહી કરે એમ કદી ના બને.

ચંદ્રકળા--પણ દાસી પ્રાણુનાથને માથે કેવી અણુધારી ઉતરી પડી પાપીષ્ટનો આં વખત છે એ દુષ્ટ કેવાં કાર્યો કરે છે છતાં પ્રભુ તેને કાંઇ પણ કમ નથી કરતો કસાઇને ઘેર કુશળ અને ધરમીને ત્યાં ધાડ એવા આ વખત છે.

પાર્વતી--બાઇ સાહેબ એમ કદી ના હોય ! ધર્મના મુળ ઉંડા છે. પાપીષ્ટ પ્રથમ ફાવે પણ પાછળથી જડમુળ પણ નથી એમ હોય તો પૃથવી રસાતાળ જાય ના ( સીપાઇ પ્રવેશ કરી )

સીપાઇ—પાર્વતી બા સાહેબને જણાવ કે શ્રી ભરતુહરી મહા રાજા સાહેબ તથા મોટા જનાની દેખરેખ રાખનાર શેરસીંહ અત્રે પધારે છે તે ખબર કહેવા આ૦યો છું ( સીપાઇ ગયા બાદ )

ચંદ્રકળા--પાર્વતી ! શા માટે પધારતા હશે શું જેવી રીતે પ્રાણુનાથને માથે ખોટો આરોપ ઉતાર્યો તેવીજ રીતે મારે શીર ગુજારવાનો હશે કે શું દાસી તેમજ હશે માટે હવે હું પીટકાર સાંભળવા નહી રહેતા પરમ દયાળુની હજુરમાં મારો નિશકલંકી આત્મા રજુ કરૂં છું પ્રિયનાથ પધારે ત્યારે પ્રણામ કહેજે.

પાર્વતી--બા ધીરજ તો રાખો આમ શાહસીક શું થાઓ છો. ? વૃતાંત પુરેપુરૂં શ્રવણ ક્યાં વગર ગાભરા બનો તે ઠીક નહી.

ચંદ્રકળા—ઠીક ત્યારે સુવરણ સિહાસન ગોઠવી આપો ચક નાંખ પિતા તુલ્ય જેષ્ઠના મુખમાંથી કાંઇ પણ કટુ વચન નીકળશે તો આ કટાર ગ્રહણ કરી રાખુ છું તેથી પ્રાણ ત્યાગ કરીશ.

( ભરથરી શેરસીંહ આવી બેસે છે )

ભરતુહરી—પાર્વતી ચંદ્રકળાં બેનને કહે છે કે આડો ચક શું

કામનો છે ? હું તો પીતા તુલ્ય છું પીતાની મર્યાદા દીકરીને રાખવાની જરૂર નથી એમ આપણામાં ઓઝલ પદડો છે તે યોગીને; માટે નથી તેમ યું પણ અત્યારે માળવપતી નથી પણ યોગીજ સમજી લ્યો ફક્ત એક બાબત પુછવાની છે.

શેરસીંહ—મહારાજ આવા કઠોર વાક્ય શા માટે કાઢો છો ? પાર્વતી બાને કહે ઓઝલ પદડો કાઢી નાખશે.

પાર્વથી—મહારાજા અંદરથી મારા બા સાહેબ કહે છે કે પિતાતુલ્ય જેષ્ઠની આજ્ઞા ઉથાપી શકતી નથી પણ અઘટીટ થશે.

ભર્તુહરી—નહી એમ શા માટે રાખો છો ? પીતા પાસે પદડો છોડવા હરકત નથી. ( ચંદ્રકળા બારણે આવી )

ચંદ્રકળા–પવીત્ર પિતા તુલ્ય જેષ્ઠ હું આપને વંદન કરૂં છુ

ભર્તુહરી--અખંડ સૌભાગ્ય રક્ષણ રહો બેન ચંદ્રકળા મારે પુછવાનુ કે વીક્રમે તમારી પાસે અરણ્ય જવા રજા માગી તો પીંગળા માથે તેનો કેવો પ્રસંગ પડયો હતો તે બાબત તમને પણ કહી દેખાડી હશે તો તે બાબ યથાર્થ‌િતિ કહી બતાવો.

ચંદ્રકળા—જેષ્ઠજી સાચું અગર ખોટું ઇશ્વરાધીન પણ મને ખાત્રી છે કે મારા પ્રાણનાથ મારી પાસે તો શું પણ ગમે તે ઠેકાણે જુઠુ બોલવા કદી પણ ધારણા રાખે નહી.

રાજકુંવરને કયાં લઇ જાઉ એ રાહ.

જયેષ્ટ પીતા હકીકત તેહ જરા ન ધારો દેહ
ખરેખરી કહું છું આજે તમને પ્રીતમે જે કહી મુને,
વાગશે છરી દીલમાં છેહરે. જેષ્ટ૦
મમ માતુ તુલ્ય જે છે રાણી પીંગળા આપ તણી પટરાણી
બોલાવ્યો તેણે લાવીને નેહરે, જેષ્ટ૦

કામ વીલાસી માગ્યું છે સુખ પીતમજી બહુ લાગ્યું છે દુખ
કટુ વચન તુમ પ્રિતમ કહેરે. જો૦૮૦

**ભર્તુહરી**—બસ બસ થઇ ચુકયું છે શેરસીંહજી અરે તે દુસ્ટણીએ મારા નીર્દોસી લઘુ માતને દેશવટો અપાવ્યો તે કારીઘા મને વારંવાર યાદ લાવી મારા દીલનુ દમન કરે છે હાય હાય મેં કેવુ નીચુ અપકૃત્ય કીધું છે ? મારા જીવીતને સતકોટી ધીકકાર છે અરે હાય તે વ્યભીચારણીએ મને પૂરેપુરો ફસાવ્યો? તો ચંડાળણીને જેટલો ધીટકાર આપું તેટલો થોડો છે.

અરરર કુંવર સુંદર એણે કીધો ઠાર એ રાહુ.
હાય હાય હવે કરૂં શુંરે હાય હાય થાય દીલમાંય
કર્યો નહી મેં વિચાર કાઢયો ભાઇ દેશથી પાર
છેતરી ફસાવીઓ કઢાવીઓ છે રાંડે ભ્રાત હાય૦
મારૂ મારૂ મન થાય પાપી પીંગળાને કાય
કરશુંરે કાંઇ ઉપાય નવ મટેરે બગડી ભ્રાત હાય૦
નીચ નારી માર જુતી અંગ ચોળી લે વીજુતી.
સમર સમર નિરંજન જેહ છે જગતના તાત. હાય૦

અરે ખરેખર હું સ્ત્રી હત્યાના ડરથી તે પાપીણીને અત્યારે જીવતી મુકુ છું શેરસીંહજી દુષ્ટ કાળા કૃત્ય કરનારી કપટકળા તથા કમજાત કાણીઆને ફજેતી પુર્વક ગામમાં ફેરવી નીમકહરામ અધમ નરને દેહાત દંડની શીક્ષા અને દુષ્ટ કપટકળાને દેશપાર જવાની રજા આપો વિક્રમની ખોળ માટે સત્વર માણસો મોકલાવો હું હવે આ દેશનો અધીપતી નથી પણ એક યોગી છું તમારે તે બાબત વિશે જરા પણ આગ્રહ કરવો નહી વીક્રમને ગાદીએ બેસાડી સહુ તમે તેની આગ્નામાં રહી રાજ્યને સારી પાયરીએ

ચઢાવવા નીશદીન તત્પર રહેશો પ્રધાન સેનાપતીને પણ ખાનગી ભલામણુ આપીશ અને મમ માળવ ભુમી આ રાજનરૂપે તને છેલા પ્રણામ છે મેં તારૂં કાંઇ પણ હીત કાર્ય કર્યું નથી પણ પીંગળા જેવી દુષ્ટ ભાર્યાને લાવી મારી પવીત્ર ભુમી અપવીત્ર કરી છે અરે તે ચંડાળણીનું નામ યાદ આવતાં રોમ રોમ જવાળા પ્રગટે છે એ દુષ્ટાનું સુખ હવે ફરીને જોવા જવા પણ ખુશી નથી. શેરસીંહજીને છેલા પ્રણામ છેલા રામ રામ છેવટ શીખામણ આપુ છું કે નફટ નારી જાતીનો કોઇ પણ ભરૂસો કરશો નહી તેને આપણી સમજી છુટી નહી મુકતાં સખત બંધનમાં રાખજો નહી તો તમનેજ ડંખ કરશે.

શેરસીંહજી—મહારાજા આમ સાહસીક પણે યોગ ધારણ કરવાની જરૂર નથી વિક્રમાદીત્ય મહારાજા ઉપર ખોટો આરોપ એતો નીશ્ચય છે પણ અશ્વપાળની વાતમાં અત્યંત સંદેહ રહે છે. કદાપી કપટકળાની યારી હશે તો—

આકાશવાણી અંગ્રેજી ચ મહેરબાન.

હે ભરથરી ( ૨ ) ડગ નહી તું દિલે લગાર;
રાણી તારી જારી રમી સંદેહ જરા નવ ધાર;
વિક્રમ મતી ( ૨ ) કદી એવી નવ થાએ.
અમરફળ રાણી હુકમથી અશ્વપાળને જાય
જોગી થઇ જાઃ( ૨ ) દેહનુ કર સાધન;
રાજ હવે શ્રમ લેલાટમાં એવા લખ્યા છે વિધી અંક
અમરફળ ( ૨ ) નું પ્રાસન પ્રીતે કર તું
વીક્રમઆદી ( ૨ ) ની ચડતી નીશદીન થાશે,
ચહાવે રાજ કરે ખરે તે તેરી તો ભળશે ત્રાસ,

**ભરતુહરી**—સાંભળો સાક્ષાત પ્રભુનોજ હુકમ થાય છે માટે આ સંસાર સાગરમાં કદી પણ રહેવાનો નથી. યોગ લઇશ તો પણ વીક્રમને ખોટું કલંક ચઢાવ્યું છે તે દાઘ ત્યાં પણ ઓલાશે નહીં [ પોતાના રંગ મહેલ તરફ નજર કરી ) અયે મમ પ્યારી જન્મ ભુમીકા હવે હું તારો ત્યાગ કરી ચાલ્યો જાઉ છું તું દુષ્ટ ભાર્યાને તારામાં સમાવી દે એટલે માળ ઉપર ભાર કરતાં અપવિત્રતાનો નાશ થાય મમ પ્યારા આભુષણો અત્યાર સુધી તમોને આ દેહથી જરા પણ અલગ કર્યા નથી તે અત્યારે સર્વસ્વ છોડી ચાલ્યો જાઉ છું અત્યાર સુધી તમારા સંયોગનો મારે લેખ નથી.

**શેરશીહ**—મહારાજા આવા કઠોર વચનો શીદ વરશાવો છો આપ જયારે આમ કરશો ત્યારે માળવાની શી દશા સંસાર છે તેમાં ઘણી જાતના તોફાન થયા કરે છે તો એવી બાબતમાં સંસાર ત્યાગ કરવોએ આપ દયા સાગરને ઉચીત નથી.

**ચંદ્રકળા**—જેષ્ટ આ શું કહો છો ! આ તમારા બાળકોને તરછોડવા એ લાયક ના ગણાય પિતા જાણો છો કે સંસારરૂપી સમુદ્રમાં અનેક ખાડા ખરાબ આવે છે પણ તેમાંથી ક્ષેમ કુશળ રહેવું એ દરેક મનુષ્યનો ધર્મ છે.

**ભરતુહરી**—બેટા તમારૂં જોડું મહાદેવજી અવિચળ રાખે તમારા જોડાની અરસપરસ હમેશાં પ્રીતી વૃદ્ધિ થતી જાય એવી મારી આશીસ છે, સંસાર ત્યાગ કરતાં મને જરા શાન્તી રહેશે તે તમે તથા વીક્રમથીજ પ્રભુ તમારૂં કલ્યાણ કરો શેરસીહજી હવે હું જાઉ છું મારાથી દરેક પ્રસંગે તમને કડુ વચનો કહેવાયા હશે તેની ક્ષમા માગુ છું છેવટ કહું છું કે

હમેશાં વીક્રમને સદાવચ્ચારમાં પ્રવર્ત કરજો અને સંસારીક વ્યવહારે જોઇ વીચારી ડગલુ ભરજો અરે વીક્રમ હવે ફરીને તારા દર્શન દુલભ છે અરે હું કામાંધ અવીચારી જેટલો પશ્ચાતાપ કરૂ છુ તેટલો થોડો છે.

તું સમઝ અગર હે દાના—એ રાગ.

મેં કાંઇ વીચાર ન કીધો દેશવટો તનેતો દીધો
સદગુણ તારો નવ લીધો તનમાં મનમાં
એહ થકી થાય છે લાય કરૂ શું હાય;
નીતીનો રસ્તો વિધ્યે ! છે કાંઇ;
ધીક ધીક છે મુજ કામને ધીક ધીક છે અવીચાર;
ધીક્કાર મારા નામને કોટી છે ફીટકાર;
ફીટકાર અતી ધીકકાર મને આવાર મનમાં તનમાં
ધીકકાર પીંગળા પાપીને ધીક ધીક નારી જાત;
બંધુ પ્યારા વિક્રમ ભુલ્યો છે તુજ ભ્રાત;
તુજ ભારત તણી સાક્ષાત ઉઠી ગઇ વાત તનમાં
વીક્રમ કરજે માફ તું મારો સહુ ધીકકાર.
નીરદય તારા ભારતના લાવી દયા લગાર;
લગાર દીલ મોઝાર થઇ કૃપાળુ મનમાં
વૃથા સરવે લાગે છે સુનો આ સંસાર—
પંપાળો પડતા મુકી ભજવા કીરતાર;
કીરતાર સમર આ વાર અતી સુખકાર મનમાં તનમાં

બસ બસ સંસાર સર્વે વૃથા છે અરે સ્ત્રીની જાતી નીચ છે મારાથી પણ નીચ કાણીઓ વધુ પસદ આવ્યો અરે તે વીષની ભરેલી સ્ત્રીને લુબધ રહેવાથી નરકની ખાણમાંજ પડવાનુ છે બસ

ચાલ હવે વૃથા શાને ખોટી થાય છે, નીરંજન ધ્યાનમાં સમાધી લગાવી દે.

શેરસીંહ—પણ મહારાજા ઉજનની તો કાંઇ દયા આણો.

ભરથુહરી—બસ કાંઇ આગ્રહ નહી કરો મારે ઉજજનને હવે શું રહ્યું ઉજજનનું ઇશ્વર કલ્યાણ કર ચાલો હવે ચાલો.

( જાય છે. ]

ચંદ્રકળા—દાસી આતો મહા અનર્થ થયો.

પાર્વતી—આ એવો અપવિત્ર ભાર પૃથ્વી કયાં સુધી ખમી શકે

ચંદ્રકળા—બીજું કાંઇ નહી પણ પવિત્ર જેષ્ટને પણ તે દુષ્ટાએ યોગ લેવરાવ્યો ઠીક કર્યું ખરૂં લેલાટમાં લેખ ફરતો નથી ચાલ સ્તુતિનો વખત થઇ ગયો છે માટે સરવે સામગ્રી લઇ ચાલ શીવ મહાલયમાં.

પાવતી—ચાલો બાઇ.

ત્રીજો અંક સમાપ્ત.

---

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### શેઠ સગાળશા સાધુને સેવે એ રાહ.

પ્રજા મંડળ—

ઉજજન માથે આફત આવી, થયો છે અત્યંત કોપ.
પ્રભુ તારી જે દયા હતી તે થઇ ગઇ છે લોપ—
રાજા જોગી થઇ ચાલ્યો ઉજજનમાં કેર થયો કાળો,
વીક્રમભા મોઢું કલંક ધારી ગયા છે વન મોઝાર,

ત્યારથી નગ્ર સુનું થયું છે, વરત્યો હાહાકાર,
સારા દીન નવ તો ભયો. ઉજ્જનમાં૦
રાણી તણું તો કપટ જોઈને ચડી છે રાયને રીશ.
દયા માળવની તજીને ચાલ્યા ક્રોધ થકી આધીશ.
ભેખ લેવા વિચાર ધરાયોરે. ઉજ્જનમાં૦
પ્રજા બીચારી રડવડે છે, કેમ કરી લેવા છે દન,
તારા ઇશ્વર ઉગ્ર કોપે કરયાં તે શોકમાં લીન.
વીલાપ તો બહુ છવાયોરે. ઉજ્જનમાં૦
ધણી વગર ન નગરના માંહે જાણે પડી હોય ધાડ,
સમશાનવત સરવ લાગે છે મોટી થઈ હોય હાણ.
માલવપતી વનમાં મહાલ્યોરે ઉજ્જનમાં૦
મહેલની માંહે રાણીયો સરવે કરે અતિ રૂદન.
અશ્રૂપાતોથી વસ્ત્રે ભીજાય રૂવે બહું ભીન ભીન.
સરવ સ્થળ બાયોને ભાયોરે. ઉજ્જનમાં૦
હાટે રૂએ વાણીયા, પાડી બેઠા હડતાળ,
હય હાથી ઉદાસીમાં પેઠા દાસો ઝુરે દરબાર,
માળવપતી દયા નવ લાગ્યા. ઉજ્જનમાં૦
માળવ તણી આવી દશા અચાનક શો કેર.
પ્રભુ આતે કીયા જન્મના પ્રગટયા પુરણ વેર,
દયા કાંઈ અંતર ધારીરે, ઉજ્જનમાં કેર થયો કાળો

## પ્રવેશ બીજો.

### (સ્થળ) વન ગુફા.

ગોરખનાથ—બ્યંકટ પરમાત્માકી ગતિ બહોત વિચીત્ર હે. પલસેં ચાયસો કરે એસા મહેશ્વર હે રાજાકુ રંક ઓર ક્ષણ આતમે રાજા કરહે એસી ઉનકી સંતા હે.

વ્યંકટનાથ—હા મહારાજા પરમાત્માની ગતી એસીજ હે ઉસકી ગતીકા જરાબી પાર નહી આતા હે જીસકા કીસ્મત ઉંદયહો એ પ્રાણીજ સંસાર સમુદ્રમે લંપટ નહી જાતા હે.

ગોરખનાથ--એકાગ્રવૃતી રહેની બહોત મુશકીલ હે જીસકી એકાગ્ર વૃતીથી સમાધિ હોતી હે ઉનકુ ફેર એ સંસાર સમુદ્રમેં જન્મ મર્ણકા વૃથા બોજા ઉઠાનેકા સબબ નહી રહેતા હે મગર યેહ કથીગુનાકા પ્રમાણમેં મેરી નજર આગે એસા પ્રાણી નહી દીખાતાહે.

વ્યંકટનાથ--હા મહારાજ એસાતો કોઇબી ના મીલે.

ગોરખનાથ--પણ કહાંસે માલે ? સચી વૃતિ રખના બહોત કઠીન હે યહ સંસાર જેસા રહે કરમેં ખાડા ખરાબી બહોત આતા હે બહાણબી બહોત ચલ જાતા હે મગર યહ ખાડા ખરાસે બચના બહોત મુશકીલ હે જીસકા પુન્યકા બહોત પ્રભાવ હય પ્રાણીજ ખાડા ખરાબા ઓળંગી બહાણમે બેઠકર સામે તીર જાતા હે સામે જાતાહે તો બી ધુંચલી ખાકર પીછે લપટ જાતા હે એસી સંસાર સમુદ્રકી માયા હે પરમાત્માકી જીસકી પર બહોત કૃપા હે ઉસકા આત્માજ યહ વૃથા સંસારમેં લપટ નહીં જાતા હે વ્યંકટ આજ દીનકી સમાધીમે એસા દેખા હયકે માળવ દેશકા રાજન ભરતુહરી અપની પાસ યોગ લીયા બાત સચ યા જુઠી પડના ચઇએ ? ઉનકા તુમ કયા નીરમાન કરતા હે.

વ્યંકટ–મહારાજ મેરેસે કયા નિર્માણ હો જાય મેંતો અપની પાસ અલ્પ પ્રાણી હું.

વ્યંકટ—મહારાજા મેરેમે એસા વિયોગ હોતાહે કે ઉનકું ત્યાગ લેના કયા.

ગોરખ--તો કયુ તેરી સમાધી તુમ જુઠી ગીનતા હે.

બ્યંકટ—કયુંભી ફીસ તરેહસે હોવે ઉસ્મે તો બહોત અંદેશા હોતા હે એક બાત હે જીસ્કુ યહ સંસાર સમુદ્રમેં બહોત કઠોર લાગ જાય ઉસ કારણસે સંસાર વૃથા લગ જાય તબ એસા હોવે ખરા.

ગોરખ—ચાય તેમ મગર હય ભેખતો અવસ્ય લેયગા ઉસમે તો કુચ્છભી અંદેશા નહી રખના દો ચાર ઘડીમે.

( ભરથરી દેખાવામાં આવે છે. )

બ્યંકટ—મહારાજા કોઇભી રાજાતો યહ આતાહે યહીજ.

( ભરતુહરી આવે છે. )

ભર્તુહરી—નમી-મહારાજ આપના ચરણકમળમાં સાષ્ટાંગ દંડવત કરૂં છું.

ગોરખ—બચ્ચા ભરથરી તેરા કલ્યાણ હો જાવો કાયકુ ઇધર આયા.

ભર્તુહરી— રાગ માઢ.

આવ્યો પ્રભુ તારે શરણે સંસાર છે વૃથા,
ટાળો દુખ જન્મ મર્ણરે અસાર આપદા,
ભવ નીધીમાં અથડાયો ભારી ડુબી થયો એકતારરે
સ્મરણ અંતર કદી ન કીધું ભાવ થકી કીરતારરે
વિષય વાંચ્છાને લપટારો હુતો ભુલ્યો નથી ભાન;
સંસાર તણા ખાડામાં ખરાખે અડવાણો નીરધારરે
ઉત્તમ વસ્તુ નવ ઓળખી રીઝયો ખોટી રીત
વિભુવરનું સ્મરણ મુકી મોહયો માયામાં ખચીતરે સં૦
ઠોકર મુજને સંસારીતો લાગી છે ગુરૂ અપાર
દયા થકી હવે મુને ઉતારો ગુરૂજી પારરે.

ગુરૂજી હવે મને આ સંસાર સ્મશાનવત ભાસે છે તેમાં મારૂં જરા પણ ચીત ચોંટતુ નથી માટે આપ દયાળુ સેવકને શરણમાં લઇ પાર ઉતારો.

ગોરખ—બચ્ચા ભરથરી યહ બાત બહોત કઠીન હે તુમારી કેસી કોમળ કયા તુમારેસે નહી બનેગા.

ભરતુહરી—મહારાજ તમારી કૃપાથી શું નહિ બને ! આપ જો શરણ આપશો તો ગમે તેવા કઠણ પ્રસંગે પગલું ભરીશ.

ગોરખ—તેં રાજ સુખ લીયા હે મગર ઇહાં તે સુખ મીલને વાલાં નહી હે તુમકુંનતીહાંમ બત્રીશ પ્રકારકા ભોજન મીલતા હે ઓર ઇધર તો ટુકડા મીલનેકા બી કઠીન હે તીહાં રૂતુ રૂતુકા કેસા વઇભવ સુખકે ભોગતા હે મગર ઇહાંસે તો શીયાળ રૂતુમે થંડ ઉશન રૂતુમેં જ્વાળા ઓર વર્ષા રૂતુમેં બરસાદ એ સબ તુમારેસે સહન નહી હોગા માટે યહ બીચાર છોડદે.

ભરતુહરી—ગુરૂજી વધારે બોલવાને મારામાં શકતી નથી ફકત એટલુંજ કહું કે આપ મને શરણમાં નહી રાખો તો સંસારનો ત્યાગ કરી મારો દુઃખી આત્મા પરમાત્માની હજુર મોકલીશ,

ગોરખ—બચ્ચા ભરથરી હઠ છોડદે.

ભરથરી— નમું પ્રભુ દુઃખ ધરીને આ વાર.

કહું છું ગુરૂ પાય નમીને આ વાર. (૨)

સંસાર સાગર બહુ અટવાણો, લેશ નવ ધરી મેં તો લાજ,

અંધ તો થયો, માર્ગ ના રહ્યો, ત્રીયાબંધમાં અતીશે ડુબાયો. કહું૦

માટે તમારા શરણ માંહે આવ્યો છું મહારાજ,

સહાય તો કરો દુઃખ તો હરો વીનંતી મારી ઉરમાં ધરો, કહું

ગોરખનાથ—ભરથરીકા બહોત આગ્રહ હય મગર તુમ.

ઉસકી સંગ જાકર ઉનકા ત્રીયાકી પાસ ભીક્ષા લેકર પીછા આવ તબ ગુરૂ મંત્ર દઉંગા.

વ્યંકટનાથ—અચ્છા મહારાજ અબી જાતે હૈ.

## પ્રવેશ ૩ જો,

### (સ્થળ) ઉજ્જનની ફાંસી.

મહનપાળ—પરમપ્રભુ આ શીક્ષાને હું લાયક છું અરે મેં જેનુ લુણ ખાધુ તેનાજ ઘરમા પ્રવેશ કર્યો, અરે ! ભરતુહરી મહારાજની રાણી અને પીંગળસેનની પુત્રી મારે માં બેન. તુલ્ય ગણાય તેની સાથેજ જારી રમ્યો અરે હવે મારો નરકમાં પણ છુટકો થવો નથી અરે હું જેવો ચંડાળ કોણ હર્યો ! આવા અનીતી કૃત્યે પગલું ભરતાં પ્રભુ તેં મને કેમ અટકાવ્યો નઇ. ? તે વખત મને સુવીચાર કેમ નહી આવ્યોં ! તેનો મહેલમાં પગલું ભરતાં મને કાળોત્રો કેમ ન ડસ્યો? અચાનક આકાશ કેમ તુટી ના પડયું? વજરનો કારી ઘા મને કેમ ના લાગ્યો ? અરે હવે તો હું કેટલો પશ્ચાત્તાપ કરૂં ? મારો કાંઇ પણ છુટકારો થવો નથી મારે પરસ્રીઓ માતુ બેન પ્રમાણે ગણુવી જોઇએ તેને બદલે હું દુષ્ટે ધણીનાજ ઘરમાં પ્રેવેશ કર્યો, અરે કામદેવ તને કોટી ધીક્કાર છે. નરનારીનાં ચીત ફેરવવા તું જરા પણ પાછો પગ કેમ નથી ભરતો અરે મે મારૂં કુળ લજાવ્યું જનુનીને પેટ ભાર કરતાં રૂપે થયો એટલુંજ નહી પણ આ પૃથ્વીપર અવતાર ધરી કાંઇ પણ હીતકારી કાર્યો નહી કર્યા છતાં તદન વીષય વાંછનામાં લપટાઇ મહા પાપીષ્ટ બન્યોં છું અરે મને નરક પણ સંઘરશે નહી.

કાળસેન—તારે હવે ચ્યાં લગી પંચાંત ડોળવી છે તને આય ભલું હાંભરે છે પણ ઇ વખત તારી ડાહી પાહે જાતાં નોતી

ખબર કે મોટા ભાના ઘરમાં જાવું સે પરમેહર હંભારવો હોય તો હંભારી લે હજી છોકરાં જુરયાં સે મારી વાટ જોઇને બેઠા સે મ ઝટ લઇને સહી જાઓ બેટમજી.

મદનપાળ—ઠીક, પરમેશ્વર આવા ચંડાળોનાં મરતી વખત કેવા કઠોર વચન સાંભળવાં પડે છે, તેથી પણ છુટકારો થાય તેમ નથી અરે મેં કુકૃત્ય કરવામાં બાકી રાખીજ નહિ. મહારાજાએ નામ લીધો તે મહારાજ માટે અરે માળવી પ્રજાના થોડા નીસાસા નહી લાગવાના વીક્રમ જેવા ધરમશીલને દેશવટો મળવાનું મુળ કારણ પણ હું તે કેટલું સંભારી આ એક ચંડાળ સેવક તારા કોમળ ચરણારવિંદના દરશને આવે ને મારા સરવ ગુંન્હા માફ કરી શરણમાં લેજે.

કાળસેન—હવે ઝટ કર હારા, તારો બાપ જુસ્યો સે ચાં લગી હવે ખોટી થાવું.

મદનપાળ— ત્રીતાળ ચોપાઇ.

આવાં ફળને હું છું પત્ર કેવું કૃત્ય મેં કર્યું કુજાત,
ગુણહરામી હું છું ચંડાળ, ફસાણો લુબ્ધ બની ઝાળ,
માતા તુલ્ય ગણાય તે નારી, તેની સાથેરે હું રમ્યો જારી:
મારો થવા નથી છુટકારો, નરક માંહે છું પડનારો,
કર્યું નીતીસે અતીશે કામ, બુદ્ધિ બગડી ગઇતી તમામ
પરનારી તણી બાંધી પ્રીત, પામ્યો કુળ આવું હું ખચીત,
સાર નરસુ જરા ન વીચાર્યું, ગોત્યું અત્યંત પાપનું બારૂં,
નવ કરો આવું કો કૃત્ય દીસેં માની લેજો સહુ સત્ય,
ડુબા નવ જરા પડનાર, જે છે પાપ તણી પક્ષકાર,
પ્રભુ માફ કરી અપરાધ, લેજે તારા શરણ મોઝાર.
ઠીક, પરમાત્મા લેજે તારા શરણમાં, નાંખ ચંડાળ ગળામાં. રસી.

કાળશેન—લેને હાહરા આંય તે આં વાર (ફાંસી નાંખે છે)

## પ્રવેશ ૪ થો.

### પીંગળાનો મહેલ.

પિંગળા—અરે પરમેશ્વર મને આતે શું મતી સુજી ! અરે મેં એવું નીચ કૃત્ય કરતાં જરા પણ આંચકો ખાધો નહી અરે મેં ઉભય કુળને લજાવ્યાં એટલુંજ નહી પણ પ્રાણનાથ અત્યંત શુદ્ધ પ્રીતીનો પ્યાર રાખતાં તેનેજ મેં ફસાવ્યા હવે મારૂં કાળુ મુખ શાને બતાવું છું ! આ શણગારો હવે મને શા કામના છે ! તે તો ઉલટા દાહ ઉપજાવનાર માટે તેનો તો ત્યાગ કરૂં ! આટલો બધો પરીતાપ પણ તેણેજ ઉપજાવ્યો છે. અરે એમાં શણગારોને શું દોષ હઉ ! મારૂં જ્યારે એવું અનિશ્ચીત મન ત્યારેજ એવું થયું ના. દીયર વિક્રમાદિત્ય જે મહા શુદ્ધ વીના ઉપરજ હું દ્રષ્ટીએ ખોટું કલંક મુકી દેશનીકાલ કરાવ્યા અરે હવે જેટલો વીલાપ કરૂં તેટલો થોડોજ છે.

જકડાવો સીતમકુ સજાવર હું એ રાહ.

કાળુ કૃત્ય પ્રભુ મેં કેવું કર્યું, ધીરજ હવે શી રીતે ધરૂં,
પ્રપંચ માંહે તો ફસાવી પતી, કર્યો કૃત્ય નીચમાં નીચ અતી,
ઉભય કુળ લજાવ્યાં ખરે સંસાર હવે વૃથા થયો છે અરે,
શુદ્ધ પવીત્ર દીયર મારા, ઉજેણી થકી કર્યો મેં ન્યારા,
અરે ચંચળ પ્રભુ હું અતી, વનમાંહે કાઢયા ઉજેણી પતી,
ગણી મુજને પ્યારી સખી અતી પ્રકટ તેને દગો મેં તારે ખચીત.
કેવો પ્રપંચો પતીથી હું રમી હવે ઉગરવાની કદી તો નથી.
વીશેષમાં નીષેધ જેહ છે કર્મ શરમ અને મુકી દીધો મેં ધર્મ
પતીવ્રતપણું જરા નવ ધર દીલ કેરી દોશ થકી ના રહ્યું

જારી પાપ દીલે જરા નવ ગણ્યું પતીતણું સુખ હા મેં તો હણ્યું,
ત્રાહ ત્રાહ થયો છે નગર માંહી સુખશાન્તી બધી વહી તો ગઇ,
માલવ ઉદય હસ્ત પામી ગયો મારે પાપે પ્રભુનો કોપ થયો,
મારા સ્વરૂપે ઉડી કેમ ના ઝાળ કેમ નવ થયા બાળપણે કાળ
માતા તાતને લજાવી મારી જાત કેમ પ્રભુ નવ કરી મારી ઘાત,
સરવ શણગારો દુઃખમય ખરા જેના થકી દુષ્ટ પાપો તો થયા.
અરે પ્રભુ ઝટ લઇ લેને શરણુ તાકીદે આપ પ્રભુ મારૂં મરણ.

**નેપથ્યમાં**—અહાલેક જાગેરે, ગુરૂજી અહાલેક જાગે.

કોણુ કીસીકા બેટા, ગુરૂજી અહાલેક જાગે.
( યોગીઓ આવે છે )

**ભરતુહરી**—અહાલેક, અહાલેક માતા પીંગળા જલદીસે બીક્ષા દે દે. મૈયા હમકુ ખોટી મત કર.

**પીંગળા** ઓધવજીના સંદેશાનો.

નાથ નમેરા પ્યારા મારા કેમ થયા, તજી દીધી છે સ્વામીજી કેમ કપાયજો હુંરે ચંડાળ પાપીની દુષ્ટા અતી, જોગ જોઇને છાતી ફાટી જાયજો હું દુષ્ટના ગુનાનો પાર રહ્યો નથી પણ પ્રભુજી કરો સરવે માફજો બીબુદ્ધિ સ્વામીજી સમજો પાનીએ દાસી પરે કૃપા કરોને કૃપાળજો શ્યામ મુખ હું ઉભયકુળ લજામણી, સતકોટી છે સ્વામી મને ફીટકારજો, પ્યારીને તરછોડોમા પ્રભુજી તમે માળવ પ્રભુ દીલમાં આણી પ્યારજો, કાળા કૃત્યો પ્રભુ પ્યારા મેં બહુ કર્યાં, તે નવ ધારો જરા તો દીલની મહજો રંક ગણીને પવીત્ર પ્યારા નાથજી, લાવી હેત સંગમાં રાખો સહાયજો.

**ભરતુહરી**—મૈયા હવે બીજું કાંઇ પણ નહી બોલતાં સત્વર બીક્ષા દે દે દુષ્ટણી તારૂ કાળુ મુખ જોતા પરીતાપ પામું છું ગુરૂ

હુકમનો અનાદર નહી કરી શકયો તેથી તારી પાસે આવ્યો છું પણ વધારે વાર ખોટી નહી કર.

રાજા તારૂ આવી ખુટયું કીસ્મત ખરેખર તો ફુટયું-એરાગ.

તારૂ કાળુ મુખ કર દુર ભીક્ષા જલદી દે દે કુર;
નીચ અધમ નારીની જાતી અતીસે ચંડાળ,
સ્ત્રી હત્યાના ડરથી તારો કર્યો નહી મેં કાળ. તારૂ૦
રોમ રોમ જવાળા દીલમાં લાગે પણ ન મળે ઉપાય;
કાપી કટકા કરવા સારૂ દીલ અતી લલચાય, તારૂ૦
પરચાર તરવાર સાબીત છે પણ લાગે છે હત્યાય;
વધારે વખત મુખ જોવાથી લાગે છે દીલ લાય. તારૂ૦
ભીક્ષા મૈયા જલદી દે દે કર ના વાર લગાર:
ક્રોધાગ્નિ દીલમાં મારે ઉપજે છે આ વાર. તારૂ૦

પીંગળા— રાગ મલ્હારશવના રાશડાનો.

ક્રોધ છોડો મારા વાલમારે લળી લળી લાગુ પાય,
પ્રભુજી આવું કૃત્ય હવે નહી કરૂરે.
કાપી કરો કટકાય પ્રભુજી આવું કૃત્ય હવે નહી કરૂરે,
કૃપાળુ સ્વામી દયા ધરીને વીનંતી સ્ત્રીહારો ઉર;
પ્રભુજી આવું કૃત્ય હવે નહી કરૂરે.
રીસ છોડોને પ્રભુજી આવું કૃત્ય હવે નહી કરૂરે,
પવીત્ર પ્રભુ છો અતીરે માળવપતી મહારાજ;
પ્રભુજી આવું કુત્ય હવે નહી કરૂરે
છો મારા શીરતાજ, પ્રભુજી આવું કૃત્ય હવે નહી કરૂરે,
ભુલ અતી ખાધી નાથજીરે, બની છે દેહ ચંડાળ;
માટે આવો પ્રીતે કાળ પ્રભુજી આવું કૃત્ય હવે નહી કરૂરે.

**ભર્તુહરી**-હું તારો બધો પ્રપંચ સમજુ છું. તારે રહેવાની જરૂર પડે નહીં. પરમારોમાં સમશેર પકડવાની શક્તી છે પણ વીણુનો ડર લાગે છે નહી તો તારી દયા લેશ માત્ર પણ નથી.

**જા જા દુરાચારી નારી-એ રાહ**

રાંડ દુષ્ટ દુરાચારી નારી, સતકોટી છે ધીક્કારી
કાર્યુ નીચ કર્યું ભારી, જરા શરમ ના ધારી,
બની અતી દુરાચારી, કાણીઆથી રમી જારી. રાંડ૦
તારો કારી ઘાવ મને અતી દીલમાં સાલે છે
ઠાર મારૂં રાંડ તુને ઉપાય ન ચાલે છે
પરમાર તલવાર ક્રણુ ધરવા તય્યર
વીણુ ડર છે અપાર તેથી અટકુ છું નાર રાંડ૦
તારૂં કાળુ કૃત્ય જોતા થકી દીલ લાય છે
સંહારવાને નકી મન લલચાય,
દુષ્ટા કૃત્ય કીધુ કાળુ તેથી ઉલટે મન ઝાળુ
કાંઇ ઉપાય ન ભાળુ દીલ દમીને તો બાળુ. રાંડ૦
તુને જોઇ મુને હાય દીલ થાય અતી લાય.
કરૂં હાય શુંરે હાય મુખ તારૂં ન જોવાય,
ભીક્ષા જલદી દે દે નારી હવે માત તું તો મારી. રાંડ૦

**ચંકટનાથ**—ભરથરી તુમ તકરાર કરનેકુ ઇદર આયા હે કયું ધીરજ રાખી ઉસકુ શાંત પાડકર જલદી ભીક્ષા લે લે યોગીકા કેસા ધરમ હે ઇસકા બીચાર કરકે જરાભી ક્રોધ નહી રખના.

**ભરથરી**—જેવી મહારાજશ્રીની આજ્ઞા.

**પીંગળા**-પ્રાણેશ કાંતો મારો સ્વીકાર કરો નહી તો ઠાર કરી ચાલ્યા જાઓ.

**અબ ચલે મોહન મેરા—એ રાહ**

ધિક્કાર (૨) મુને છે પ્યારા સ્વીકારો વહાલી દારા,
નહિ કરો અનાદર મારો પ્રીતમજીનો સ્વીકારો,
વીનંતી ઉરમાંતો ધારો મુજ જનમારો નવ બાળો
વીષયનાથ, જોડું છુ હાથ દાસી સંધાત પ્રાણેશ્વર મારા ધીક્કાર.
ભ૦—કપટી (૨) અતીસે નારી ભીક્ષા દે જોગી ધારી;
નીચ કુત્ય કરયું તે ભારી દીલ થાય આ વારી;
વૃથા ખોટી નહી કર તું શીક્ષા ઉર ધર તું;
કીરતાર સમર આ વાર રાખી શુદ્ધ પ્યાર માતુ મારી. કપટી૦
પીં—આ શું (૨) બોલોછો પ્યારા બાત કહોમાં પ્રીતમ મારા,
વીધીએ મને ભુલાવી કુત્ય કાળા દીધા કરાવી;
જોગી વેશ ઉતારો પ્રીતમજી દયા ધારો.
ભ૦—માતુ તાકીદે ભીક્ષા આપ તો સારૂ:
પીં— સહચર દુઃખ શું દાખવું.
પ્રભુ મારા દીલે ધરો રાખો દાસી સંગાથ;
પાપીણી અતી પ્રેમદા તરછોડો નવ નાથ. પ્રભુ૦
ભ૦-ભીક્ષા દેને મને માવડી શાને ખોટી તો કર;
ભેખ ધર્યો ના ઉતારવા મીથ્યા કરમાં જીકર. ભીક્ષા૦
પીં૦—અંધ બની અતી કામમાં ખોટા કીધા વીચાર;
ધરમ શરમ નવ ધારી મેં બની કુર અપાર. પ્રભુ૦
ભ૦—ધીક ધીક નારી જાતને ધીક ધીક છેરે સંસાર;
ધીક ધીક દુષ્ટા છે તુજને રમી અતીસે જાર. ભીક્ષા૦
પીં૦—માતા તાત મેં લજાવીયાં લજવી છે મારી જાત;
અપરાધ સ્વામી છે માહરો તરછોડો નવ રાય. પ્રભુ૦

ભા—મુજ છે ભાતુ વિક્રમા અતિ પવિત્ર શુદ્ધ;
માળવ થકી પાસ કર્યો બની હતી અશુદ્ધ.
પીં—સરવ પાપ કરનારી હું મહા દુષ્ટા ચંડાળ.
પ્રીતિથી સ્વામી મહારા આણો તમે કાળ. પ્રભુ૦
ભા—આણુ કાળ ક્ષણુવારમાં પણ લાગે છે ડર;
તજ્યાર શમશેર મારી છે નવ સાંખે શંકર ભીક્ષા૦
પીં—સ્વામી તેડો મુને સાથમાં લઉ જોગણુ વેશ.
તરછોડી જતાં હું ખરે ફાંસો ખાઉ નરેશ. પ્રભુ૦
ભા—મરતી હોય તો મરને ભલે શાને કરે છે વાર;
એવી ધમકીથી હું કદી દુષ્ટા નહીં ડરનાર. ભીક્ષા૦
પીં—ગુપ્ત રાખુ રંગ મહેલમાં મ્હારા હે સ્વામીનાથ.
ભોગ વીલાસ તો ભોગવો જમો રૂડા ભોજન. પ્રભુ૦
ભરથરી—પુળી સુક વિલાસમાં ભોજન અગ્ની જાળ.
બળ્યો તારો રંગ મહેલ ને સુખ તારૂ બાળ. ભીક્ષા૦
પીંગળા—નીરાધાર છું નાથજી નવ કોનો આધાર;
દયાળુ અતી દીલમાં કૃપાળુ તો કૃપાળ. પ્રભુ૦
ભરથરી—મોહ છોડ દેને નારી તું ઇશ્વર સહુને સાચ;
સ્મરણુ કર પ્રીતી થકી વિભુવર મહા કાય. ભીક્ષા૦
સંસાર સર્વ અસાર છે ખોટા માતને તાત,
ખોટો કુટુંબ કબીલો છે ખોટી સર્વ વાત. ભીક્ષા૦
પીંગળા—ઉપદેશ આવો અથાગતો કોણે આપ્યો છે નાથ.
પ્રેમ વિસાર્યો ક્ષણુ એકમાં માળવપતિ મહારાજ. પ્રભુ૦
જોગ તજીને સ્વામીજી કરો ભોગ ગ્રહણુ;
દાસી રાખો સંગમાં એથી સુખ ન અન્ય. પ્રભુ૦

ભરથરી—નીચ બોલો નવ કાઢ તું છોડ આળપંપાળ
સંસાર વૃતથી ત્યાગીને ભજ તું જગદાધાર. ભીક્ષા૦
ભીક્ષા ઝટ દેને માવડી મત કર મુજને વાર,
ગુરૂજી રીસે ભરાય છે ખોટા જાણુ સંસાર. ભીક્ષા૦

હવે શા માટે વાર લગાડે છે આ સંસારમાં કોઇ કોઇનું નથી ઇશ્વર સ્મરણ વીના અન્ય કાંઇ પણ સાથે આવતું નથી હવે તું મને માલવપતી નહી સમજતાં જંગલનો જોગી જાણુ એને તારે પણ જો તારા અઘોર પાપથી મુક્ત થવું હોય તો આ નીરર્થક સંસારનો ત્યાગ કરી શુધ્ધિથી ઇશ્વર સ્મરણમાં દીલ લગાડી દે મૈયા હવે તો ભીક્ષા તાકીદે લાવ.

પીંગળા—( ભીક્ષામાં પકવાનો હાજર કરી લ્યો ભિક્ષા શું આમજ તરછોડશો ? )

ભરતુહરી—( નજર કરી ) આ મીષ્ટાનનો મારે જરા પણ ખપ નથી પીસેલો જુવાર બાજરીનો આટો હોય તો હાજર કર નહી તો આ ચાલ્યો !

( જવા લાગે છે )

પીંગળા—( રાડ પાડી ) અરે પ્રાણેશ્વર છેલી વખત જોગી રૂપે અનાદર નહી કરતા આ ભીક્ષા સુપ્રત કરૂં છુ તેનુ આપ કૃપાનાથ કૃપા કરી ગ્રહણ કરો આંપની આજ્ઞા મુજબ ભીક્ષા લાવી છુ.

ભરતુહરી—[ પાછો વળી ] મૈયા મે તમને કેટલી વખત કહ્યુ કે પતીના ઉપનામથી નહી બોલાવ દે દે ધર્મ ભીક્ષા.

( ભીક્ષા લીધા બાદ )

સુરકત કરના હોય સો કર લે,

વૃથા છે સંસાર અસાર વૃથા છે સંસાર

નાગણુ રૂપી નાર છે અસાર વૃથા છે સંસાર
માત પીતાને સુત દાસ શુ તારા નહી જરા ધાર,
અંતકાળે જવુ છે એકલા મુકી સહુ પરીવાર. વૃથા૦
પાપ તણી તો પાળજ બાંધી પૂન્ય તો નવ લગાર
કામ વીષયમાં લુબ્ધ બન્યો મન નર્કની ખાણુ છે નાર
નર્કની ખાણુ તે નાર સમજ મન નર્કની ખાણુ છે નાર
પ્રપંચ સઘળાં દુર કરીને ભજ મુખે કીરતાર
જન્મ મરણુનો બંધ તાળીને મોક્ષ ગતીનો લે પાર વૃથા૦

( ભરથુહરી ગયા બાદ )

પીંગળા--                    જોગી બાર માસીનો.

કામ હવે શું કરવું વિજોગ દુખ ધરવું
પ્રિતમ ગયાં તરછોડી નારી ભલું છે મરવું
કાળાં કામો મેં કીધા દગો પતીને દીધો.
હવે શું મુખ બતાવું નીતીનો રસ્તો વિંધ્યો
દીયરને પરદેશે પતીને જોગી વેશે,
મેં દુષ્ટાએ તો દીધા ધર્મને વિસારી,
નીચ બની હું નારી તેનાથી રમી જારી
હવે શું મુખ બતાવું કુળને લજાવ્યું
પ્યારા પતીને મેં તો રાજ્ય તજાવુ
આત્મ હત્યા જો કરૂં પાતીક માહે પડું
પાપ મારાને હવે કેવી રીતે મા-હણું
કર વિષ્ણુ ભજન રાખીને શુદ્ધ મન
નક્કી લેશે તે શર્ણું ટાળીને વિઘન,

અરે હવે મોહુ બતાણું ? આત્મહત્યા કરતાં પણ કોટા નકોટી વર્ષ સુધી રૌરવ નર્કમાં રહુ અરે આવો વીશ્વાસઘાત તથા શીયળભંગ અને બંનેની હું કેવી રીતે મુક્તી પામીશ અવર કાંઇ પણ ઉપાય નથી શુદ્ધ વત્તિ રાખી મહેશ્વરનુ સ્મરણ કરૂં જેથી અત્યંત પાપ ગ્રહ્યુ છે તેમાંથી સહજ ભાગનુ તો નિરવાહ થયા શીવાય બીજો રસ્તો નથી.

# પ્રવેશ ૫ મો.

## ( સ્થળ ) અરણ્ય.

વીક્રમ—હા પ્રભુ અચાનકમારે માથે કેવો જુલમ ગુજર્યો છે તારી ગતી ન્યારી છે અને પરમાર રાણી કુલટા થઇ ત્યારથીજ માંળવાનો સુર્ય અસ્ત થઇ ગયો મહા વીવેક ચતુર શિરોમણી ભ્રાતાભરથરીએ પણ લવલેશુ વિચાર નહી કરતા મને દેશવટાનો સખત હુકમ ફરમાવ્યો રાજાને રંક અને રંકને રાજા કરવા તું સમર્થ છે અરે હું બાણુંલક્ષ માળવાનો રાજા તે અત્યારે નિરાધાર સ્થીતીમા કેવી રીતે ભટકુ છૂ ? બીજુ મને તો કાંઇ દુષ્ટ થતુ નથી પણ એક તો માળવામાં જુલમ વરતાશે અને બીજુ મારી પરમ પ્યારી શુદ્ધ ચંદ્રકળા મારા વીરહના દુખથી અતી પીડાતી હશે તે જયારે સાંભરી આવેછે ત્યારે મારા દુખની અતી પીડાતી શીમા રહેતી નથી.

( નેપ ) પ્રધાનજી આમ પધારો આ ચમતકારી ચીન્હના વનમાં પગલા પડયા લાગે છે તે વીક્રમ મહારાજા જેવા લાગે છે અરે હાય હાય એવા ધર્મ ધુરંધર ધર્મની મુરતી મહારાજાને પગમાં ઉપાત નહી વિધુ વારી કૃતી વીચીત્ર છે,

વિક્રમ—અરે કોઇ મારી તપાસે આવ્યું હોય એમ

જણાય છે શું પાછળ મારો તો નહી મોકલ્યો હોય તેમ હોય તો પણ શું ? દરેક મનુષ્યનો ધર્મ છે વડીલ ભ્રાતા અવળા રસ્તે હોય તો સારા રસ્તે ચઢાવવા લઘુ ભ્રાતાનો શીક્ષા કરવાનો હક છે અને આ તો ત્રિયામાં અંધ બની કેવળ જુઠોજ મારી ઉપર જુલમ ગુજારે છે ત્યારે તેને કેમ હાથ ના બતાવવા તો પણ એક વખત તો પરમારે કુળની આબરૂથી દેશવટાનો હુકમ શીરોચક્ષ્મ કર્યો ! ( પ્રધાન સેનાધીપતીને દેખી અહો તમો અહી કયાંથી મારી પાછળ કેમ આવ્યા છો ? મહારાજાએ શું હુકમ ફરમાવ્યો છે ? ફસાવતા તો ના ?

સુર્યસીંહ—મહારાજા આવો ઉદગાર આપના પવીત્ર મુખમાં શોભે ખરો ? મહારાજા અત્યારે તદન મળવાનો સુર્ય અસ્ત પામ્યો છે ઇશ્વરી અથાગ આફ્રુત ઉતરી પડી છે માટે આપ સત્વર નગરી તરફ પધારો,

વીક્રમ—પણ વાત તો કરો શું થયું શું કોઇ ચડી તો નથી આવ્યું ના ? શું વડીલ ભ્રાતા હારી શર્ણ તો ગયા નથી ના પરમાર પુત્ર જાય તો નહી ?

સબળસીંહ ⎫ મહારાજા કોઇ ચઢી તો નથીઆવ્યું તેબાબત કહેતાં
સુર્યસીંહ ⎭ કમકમાટ ઉપજે છે પણ કહ્યા વગર છુટકો નથી

આ શું આંશું કે ચોમાસુ આવ્યું આંખમાં,
દીલ લાય થાય હાય હાય ભુપતીરે,
છાતી ફાટીને ચીરાઇ જાય હાય ભુપતિરે દીલ૦

પીંગળા પાપીના પાપો તો નડ્યાં છે નીરધાર,
ભુપતીએતો ભેખજ લીધો ધીક ગણી સંસાર દીલ૦

અશ્વપાળથી યારી રમી છે નીચા કુળની નાર
પોગળ તે પ્રકાશ પડતાં ચાલ્યાં નુપ તે વાર. દીલ૦

પ્રજા સર્વ રૂદન કરે છે મહારાજા વીના ત્યાંય
પ્રીતે પધારો નગરમાંહી માળવાના મહારાય દીલ૦

મહારાજ ઉજ્જનમાં હાહાકાર વરતાઇ રહ્યો છે સર્વે સુન્યાકાર થઇ ગયું છે તો આપ કૃપા કરી દુઃખમાં ડુબી ગયેલી સબળ પ્રજાને દીલાસા પુર્વક સત્કાર આપી શાન્તી પમાડશો એમ જીગ્નાસા છે મહારાજાએ આપને માટે અત્યંત પરિતાપ કર્યો હતો અને યોગ પણ તે પાપણીને માટે નહી પણ આપ નિરકલંકીને માથે જુઠો આરોપ મુકી ધીક્કાર આપ્યો તેના પશ્ચાતાપથી ધરાયો હવે આપ સત્વર પધારી નિરાધારી ઉજ્જનમાં સહાય કરશો,

વિક્રમ—અરે વડીલ ભ્રાતાએ યોગ ધારણ કર્યો ત્યારે મારે સંસારમાં રહેવાનું શું પ્રયોજન છે ?

સુર્યસીંહ—મહારાજા આવા કટુ વચનો નહી કહો બનવા કાળે બની રહે છે મહારાજાશ્રીએ યોગ ધાંરણ કર્યો પણ આપ તો ત્યારે નહીતો કકળતી પ્રજાને નીરાધાર મુકી કદી જાય નહી

વીક્રમ—પ્રધાનજી હું તો કદી આવવાનો નથી જેવી રીતે તમોએ અત્યાર સુધી પ્રજાને પાળી છે તેવીજ પાળી સદા સુખી કરશો

સબળસીંહ—માળવપતી એમ કદી ના બને, ધણી વગરના ઢોર સુના મહારાજા યોગ્ય રૂપી પ્રજાના કલ્પાતે સહજ દીસે પણ વળશે નહી આપ સમજુ છો દયાળુ છો તો પછી શું કરવું

વિક્રમ—તમારા અતીશે આગ્રહથી આવું છું ખરો પણ રાજ્ય તરફ જરા પ્રીતી તો વધતી નથી, પ્રધાનજી તમે રાજ ચલાવો તો શું કોઇ પ્રકારની હરકત છે ખરી.

સુર્યસીંહ—મહારાજા ત્યાં તો આવો પછી [illegible] તમારી ખુશી મુજબ. ( સહુ જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠો.

### વિક્રમનો મહેલ.

ચંદ્રકળા—દાસી પરમકૃપાળુએ મારા પતિવ્રત ધર્મ તરફ નજર તો કરી પણ પવિત્ર જેષ્ટજીએ યોગ ગ્રહણ કર્યો તે બહુ દુઃખદ વાત છે.

પાર્વતી—બાઇ પરમાર જેવા પવિત્ર વંશમાં જ્યારે એવી કુલટાઓ આવે ત્યારે સંસાર ઉપરથી કેમ અરૂચી ના થાય વળી મહારાજના નશીબમાં યોગના વિધી લેખ હશે તે મિથ્યા પણ કેમ થાય સારૂં ને નઠારૂં બંને સાથે છે. યોગ લીધો તેથી આત્માનું કલ્યાણ કરી પરમાત્માની પિછાન કરસે એમ નક્કી સમજો.

ચંદ્રકળા—દાસી પ્રાણપતિ તખ્તનશીન થયા બે ઘડી કલાક થવા આવી તો હવે જુજ વખતમાં પધારવા જોઇએ. પાર્વતી પ્રાણનાથને વધાવી લેવા સર્વ સામગ્રી તઇયાર કરી રાખી છે ના ?

પાર્વતી—સુવર્ણ પાત્રો સાચા મોતીથી ભરી રાખેલા છે. આસ્તે કદમ મુલાકાતસે કદમ આજુસેં બાજુસેં નિગાહ રખીએ મહેરબાન મહારાજા ધિરાજ માળવપતિ વિક્રમાદિત્યને ઘણી ખમા. )

ચંદ્રકળા—સાંભળ પ્રાણનાથની સ્વારી આવી પહોંચી કે શું ( વિક્રમ પ્રવેશ કરે છે. )

પાર્વતી—હાજ તો બાઇ સાહેબ.

ચંદ્રકળા—પધારીએ પ્રાણનાથ.

વિક્રમ—પ્રિયા ખુશાલી તો ખરી ના ?

ચંદ્રકળા—પ્રાણેશ્વર આવો ક્રૂર ઉદગાર આપના પવિત્ર મુખમાંથી કાઢી મને શીદ બાળો છો, સઘળી સ્ત્રીઓ સરખી હશે એમ ધારવું શું આપનું સાચું છે ! કદીજ નહિ, વો પૃથ્વી રસાતાળ જાય તો પ્રિતમ આપ એમ ધારશો તો હું ખુશી છું કારણ આપની સાથે જોગણ રૂપે રહીશ પણ પછી બીચારી નિરાધાર માળવી પ્રજાની શી દશા પ્રાણનાથ શું તેના નીસાસાનું પ્રાયશ્ચિત ઓછું સમજો છો કદીજ નહી આ સંસાર સમુદ્રરૂપી છે અનેક પ્રકારના ખાડા ખરાબ આવે છે. પણ તેમાંથી સાવધ રહેવું એ દરેક મનુષ્યનો ધર્મ છે. પ્રભુબુદ્ધિ લલાટ કરતા નથી ભરતુહરી મહારાજાના નશીબમાંજ આટલાંજ વખત રાજ્ય ભોગવી યોગ લેવાનું હશે. ભાવી સહુને ભુલ ખવરાવે છે વળી જે થાય છે તે સારા માટેજ અમરફળ જેવી ઉત્તમ વસ્તુ મહારાજાએ પિંગળાને આપી તે કાંઇ પાછી મળવાની આશા હતી પણ પરમ પ્રભુએ કેવો પ્રસંગ મેળવી પાછું મહારાજાને સોંપ્યું અમર થવા મહારાજાનો લેખ હશે નહી તો પીંગળા શીદ કાણીઆને અને કાણીઓ શીદ ગુણકાને આપવા જાય માટે ગમે તેમ થાય પણ વિધિ લેખ તે ફીટવાના નહી પ્રભુ ખોટું લગાડો તો મારા સમ છે પણ આપ કહો છો કે સ્ત્રી નરકની ખાણ છે તેમ રત્નની ખાણ નથી ! જો એમ ન હોય તો આપ જેવા વીર રત્નો ક્યાંથી પાકે. માટે મહારાજા નક્કી સમજજો કે, સારૂં અને નરસું બંને સાથે છે જો નરકનીજ ખાણ હોત તો શ્રી રામચંદ્રજી રાવણ સાથે અતીશે દુ:ખ પામી શા માટે યુદ્ધ કરે ! પાંડવો પીત્રાઇનું નીકંદન શા માટે કરે ! શ્રીકૃષ્ણ ભગવાન રાસલીલા શા માટે રમે માટે

જેમ નરકની ખાણ તેમ રત્નની ખાણ પણ છે વિચારો તેના ઉદરમાંથી કેવા રત્નો પ્રગટ થયાં છે રામચંદ્રજી, લક્ષ્મણ, હરીચંદ્ર શ્રી કૃષ્ણભગવાન, પવિત્ર પાંડવો, પરશુરામ, ભીષ્મપીતા, દીનેશ્વરી કરણ જેવા અનેક મહાપ્રતાપી થઈ ગયા તેઓ સ્ત્રી વીના ક્યાંથી પેદા થાત. અને આ સંસારનો ઋણાનુબંધ પણ સ્ત્રી વીના ક્યાંથી ચાલત માટે નરકની તથા રત્નની બંને સ્ત્રીની સાથે રહેલાં છે શાસ્ત્રમાં પણ સરખી ગણત્રી બાંધી છે જો તદન નીતી ગણી હોત તો તેનામાં લુબ્ધ બની ઇશ્વરનું સ્મરણ પણ કરત નહી અને તેથી સૃષ્ટીકર્તાનો મહીમા ઘટી જાત એટલા માટેજ સરખી ગણત્રી બાંધી છે. પ્રાણનાથ ક્ષમા કરજો કાંઇ વધુ ઘટુ બોલાયું હોય તો.

**વીક્રમ**—પ્રિયા ધન્ય તારી બુધ્ધિને પરમ કૃપાળુનો પુર્ણ ઉપકાર માનું છું કે દુઃખમાં દીલાસારૂપી રંભા રત્ન મને મળેલું છે પણ રાજકુમારીકા મને મારા ભાઇનો કારી ઘા જન્મપર્યંત સાલવાનો.

**ચંદ્રકળા**—પ્યારા પણ શું એમાં કાંઇ આપણો ઇલાજ છે ખરેખર વિચારો તો તેઓએ સંશારનો બધો સ્વાદ માણ્યો છે અત્યાર સુધી સંસારીક સુખ ભોગવવામાં બાકી રાખી નથી અને જ્યારે સંસાર પરથી અરૂચી થઇ ત્યારે દેહનું કલ્યાણ કરવામાં બાકી રાખશે નહી.

વિક્રમ ત્યારે મને પણ હવે અરૂચી થઇ છે અત્યાર સુધી મેં પણ સંસારીક સુખ અતીશે ભોગવ્યું છે.

ચંદ્રકળા—પણ સ્વામીનાથ એવો કનિષ્ટ વખત પ્રભુએ આપણને આપ્યો નથી કે અરૂચી કરવી પડે.

વિક્રમ—આથી પણ કેવો, ભાઈ જેવા ભાઇએ યોગ ધર્યો ને મારે રાજ્યનું સુખ ભોગવવું એ શું વખત નથી !

ચંદ્રકળા—વખત છે ખરો પણ ગાદી સુની મુકીને જવાય એઈ કે ?

વિક્રમ—શા માટે ન જવાય, શું રાજ્ય ભ્રાતાથી વધારે છે.

ચં—વધારે નહિ પણ ત્યારે પ્રજાને રડવડતી મુકવી એ પણ શું ઠીક ગણાય જો તેમ હોય તો પાંડવોની શ્રી કૃષ્ણપ્રતિ ઓછી પ્રીતી નહોતી તથાપી પરમાત્માએ જ્યારે કાળ કર્યો ત્યારે તુરત તેની પાસે કેમ ન ગયા શું આપની પેઠે તેઓના મન નહિ ઉચ્કેરાયા હોય પણ જ્યારે પરીક્ષત મહારાજાની યોગ્ય ઉમર થઇ ત્યારે હીમાયલ ગયા કે તે પહેલાં.

વિંક્રમ—પ્રિયા તું મને જીતવા દે તેમ નથી પણ મારા મનની ઉદાસી તો અહીં રહીશ તો પણ કાયમ ખાતે રહેવાનીજ.

ચંદ્રકળા—( ઉમંગમાં લાવવા. )

મારા પ્યારા પતિ તો પધાર્યા રે (૨) એ રાહ.
દીન આનંદ અતિશે થાવોરે, ચિત આનંદ અતિશે થાયોરે;
ખુશ ખુશાલી પ્રગટે છે ભારી, કરૂ પતિની સેવા પ્રિય ભાવેરે દીન.
મેહુલા વરસ્યા મોતીના મારે, મારા પ્યારા સુંદર સ્વામી.
લળી લળી નમું શીશ નામી અગની ગઇ છે સરવે વામી;
વર્ષ તણો નવ પાર દર્શ થયા સુખકાર દુઃખનો થયો નિવાર;
પ્રિતમ પ્રાણના આધાર, શણગાર દુખહર સોના સુર્ય આજે પ્રગટયોરે.
થઇ દુઃખ અતી આ દારા, ગોઠે નવ જરા તો પ્યારા;
પડયા શીરપર દુઃખના ભારા, પણ પ્રભુ કૃપા થકી;
થયું દુઃખ સહુ તો નકકી નોતી આવી આશા પાકી;
નોતી આવી મારી વલી, કરી ધર્મ તણી રક્ષાયેરે: દીન૦

વિક્રમ—વાહ પ્રીયા ધન્ય છે તારી ગાયનકળાને પ્રિયા ખરે

ખર તારા જેવું રંભા સરખું પ્રેમ થયું તેજ મારા નસીબનો ઉદય પ્રિયા ભ્રાત વનમાં ગયા તે દુઃખ તો ખરૂં પણ સુખની સાથેછે.

રાગ ખંભાત.

આનંદ ને શોક પ્રીયા દીલમાંહી થાવેરે,
દીલ માંહી થાવે પ્રીયા દીલ માંહી થાવેરે આનંદ૦
ભ્રાતા વન ગયા તે તો સુખ દુખ સાથેરે
રાજ્ય મુંકયું પણ હીત દેહીનું તો સાધે આનંદ૦
વિશ્નુ તણી કૃપા થકી કલંક તો ટળીયું;
પાપી પીંગળાને ફળ પુરેપુરૂ મળીયું. આનંદ૦

ચંદ્રકળા—અવચળ આપણનો પ્રેમ અતી વાધેરે;

વીક્રમ—પ્રભુ દયા થકી ભ્રાતા શુદ્ધ જોગ સાધેરે;

ચંદ્રકળા—પ્રાણનાથ સર્વોત્તમ હર્ષ તો એજ છે કે આપને શીર મહા દુષ્ટ કલંક મુકાયું હતું તેમાંથી પરમ કૃપાળુએ મુકત કર્યા.

પાર્વતી—બાઇ સાહેબ ભોજનની સામગ્રી તૈયાર થઇ છે માટે પધારો.

ચંદ્રકળા—પધારો પ્રાણેશ્વર.

વીક્રમ—ચાલો ત્યારે.

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ ઇંદ્રની કચેરી.

ચોપદાર—જય જય સ્વર્ગપુરીપતી મહારાજા ધીરાજ શ્રી ઇંદ્ર મહારાજાને ઘણી ખંમા નીગા રખીએ મહેરબાન.

યમ મહારાજકી સલામપે નીગા રખીએ મેહેરબાન.

અગ્ની દેવકી સલામપે નીગા રખીએ મહેરબાન.
વાયુ દેવકી સલામપે નીગા રખીએ મહેરબાન.

( અનુક્રમે સહુ બેઠા પછી )

ઈંદ્ર—મહારાજા, વર્તમાન કાળમાં મૃત્યુ ભુમી ઉપર ઉજ્જન પતિ વિકરમના જેવો કોઇ પણ રાજા થયો નથી અને થશે પણ નહી તેની સત્ય દ્રઢતા તથા સંન્યાસ જોઇ હુ અતિ ખુશાલી પામું છું રવી, સોમ મંગળ, બુધ, ગુરૂ, શુકર, અને શની, એ દેવતાઓ આપણી પાસે અમારામાં ઉત્તમ કોણ તે બાબત ન્યાય તોળાવા આવ્યા હતા જેનો ન્યાય આપણે તોળી નહી શકયા અને વિકરમ સત્ય ન્યાય ઉતારતા શનીને સઉથી હલકા ઠરાવ્યા તેને માટે શની દેવતાએ પ્રથમથી કેટલી ધાક આપી હતી અને તોળ્યા બાદ પણ દુઃખ દેવામાં પણ ખામી રાખી નહિ. વિકરમના વડીલ ભાઈ ભરતુહરી જે હાલમાં સંસારનો ત્યાગ કરી ઈશ્વરી ભજનમાં વખત ગુમાવે છે તેની રાણીના મનમાં કુબુધ્ધિ ઉપજાવી વિકરમને માથે ખોટો આરોપ મુકાવી ભરતુહરી પાસે દેશવટો અપાવ્યો પોતે વિકરમ અગાઉ જાણતો હતો કે શની દેવતાની કેડ કરવાથી સારૂ ફળ નિવડશે નહિ, પરન્તુ સત્ય ન્યાય ઉપર પગલું મુકતાં જરાપણ અચકાણો નહિ તેના ન્યાયને ધન્ય છે.

અગ્ની—મહારાજા આપ આટલાં બધાં વખાણ તેનાં કરો છો પણ તે વખાણ સત્ય ભુમીના વસનારને યોગ્ય છે એ હું ગણતો નથી કદાપી વખત ફરે તેવા સત્ય ન્યાય ઉપર કોઇ વખત પગલું ભર્યું હોય પણ સદા તેની મતી એવી રહે એમ હુ ધારતો નથી.

વાયુ—હા મહારાજા અગની દેવનું કહેવું સત્ય છે વિષ્ટાનો સંગીત કાગડો કોઇ કાલે કોયલ સાથે ભળી આંબા ઉપર પાકેલ

કેરીના અમ્રત રસનું શેશન કરે છે પણ સદાકાળ તેને ત્યાં રહેવું તે ગમતું નથી તેવીજ રીતે મૃત્યુ ભુમીનું મનુષ્ય સંગત કરે કોઇ વખત એવા સારા કાર્યમાં પગલું ભરે છે પણ સદા તેવાં સુકૃત્યે પગલું ભરવા તેઓ લોકોનું મન નિશ્ચિત રહેતું નથી.

યમરાજા—અરે તમારો બંનેનો સ્વભાવ આવોજ સદાકાળ રહેવાનો ? મનુષ્ય ભુમી ઉપર કેવા વીર રત્નો પાક્યા છે તેનો તે વિચાર કરો મૃત્યુ ભુમી જેવું બીજું કયું પવિત્ર સ્થળ છે ? તેનો વિશ્નુ ભગવાનને પણ ચોવીશ ચોવીસ વખત અવતાર ધર્યો છે ! તે શું અમસ્થો ધર્યો હશે ? જ્યારે તે ભુમીકા પવિત્ર લાગી હશે ત્યારેના ?

અગ્ની—તમારો સ્વભાવ સુધર્યો નહી તેથી તમારે શું ! વિષ્ણુ ભગવાને અવતાર ધર્યો પણ શા માટે ? તેનો વિચાર કરી બોલો જ્યારે અધર્મ બહુ વરતાય ત્યારે ના ? કાંઇ પણ પ્રસંગ વિના અવતાર ધર્યો છે ખરો કે ? એતો પરાણે પુન્ય કહેવાય તેથી પરમાત્માનું દીલ કેવું દુભાણુ હશે ?

યમરાજા—જરાક વધારે અથવા ઘટાડે શિખામણની બાબતમાં તમને કહી જવાય ત્યાં પાધરા નામના ગુણ પ્રમાણે તપી જાઓ છો તો વિષ્ણુ ભગવાને પ્રસંગસર અવતાર ધર્યો પણ હરીશ્ચંદ્ર, બળીરાજા, વિગેરે કેટલા સત્યવાદી પુરૂષો થઇ ગયા કે જેણે મરણ પર્યંત પોતાની સત્ય દ્રઢતા છોડી નહી એ મૃત્યુ ભુમિમાં થયા કે બીજે કાંઇ ?

વાયુ—પણ તે દિવસ આવો કળિયુગનો પ્રભાવ નહોતો તેથી થાય પણ આવા સમયમાં થવું બહુ મુશ્કેલ છે.

યમરાજા—સમય તો સદાકાળ બહુ રંગી છે માટે સત્યનું તો કશા પણ જેવું નહી જેના મન નિશ્ચયી હોય છે સદાકાળ ડરતા નથી એમ મારૂં ખાત્રીથી કહેવું છે.

ઇંદ્ર—નહિ યમરાજા એમ તો નહી ધારવું પણ કળિયુગના પ્રભાવમાં વિક્રમની આવી અત્યંત વખાણવા લાયક છે.

ભુજંગી છંદ

થયો વિક્રમ ભુપ એક તો એવો, નથી થયો હવે રાય બીજોજ તેવો;
સત્યવાદી તે દેશ ડંકોજ કીધો, સદા શુભ વિચારથી જશ લીધો;
મનુ ધારાથી રાજ્ય રામ નારેદર, બીજો તો થયો સતમાં હરિશ્ચંદર.
પાંડવો તણો ન્યાય તેને ગ્રહયો છે, સુર્ય પુત્રની સમદાતા થયા છે.
બાણાવળીમાં છે અર્જુન બીજો, સર્વ સ્થળમાં શુભ જયકાળ કીધો,
નહિ તુલ્ય આવે કદી કાઇ તેવો, નવે ખંડમા નામ પુર્ણ જેનો;

યમરાજા—બસ મહારાજા વિક્રમની તુલ્ય કોઈ પણ થાય તેમ નથી.

અગ્ની—પણ તેનું સત્ય છોડયું કેમ મહારાજા.

ઇંદ્ર—તને સંપુર્ણ ખાત્રી છે કદી પણ ટેક તોડનાર નથી જાઓ વચન આપું છું કે ગમે તેમ કરી ટેક તોડાવશો તો તમને એકદમ ક્રોધાયમાન થવાનો શ્રાપ મળ્યો છે તેનું નિવારણ કરીશ પણ શું પ્રપંચ રચશો તે અગાઉથી મને કહી દેખાડો.

અગ્ની—મહારાજ જે પ્રસંગે પગલું ભરશું તે જેવું તેવું નહિ કરીએ તેના પ્રાણ ત્યાગ સુધી તો તેનો કેડો મુકશું નહી તેઓજ કે હું તથા વાયુદેવ બેમાંથી એક પક્ષી રૂપ થઇ તેના શરણમાં જશું બીજો શીકારી તરીકે થઇ શરણ ગયેલાની માગણી કરશું શરણમાં ગયેલાની માગણી કરતાં જો પાછું આપશે તો ધરમ હારશે નહી આપે તો શિકારી રૂપે થએલ આત્મહત્યા આપશે તેથી પણ તેની અપકીર્તિ તો થવાની.

યમરાજા—છેવટ તેનુ પરિણામ કેવી રીતે લાવશો.

અગ્ની—પરિણામ એરીતરીતે ભાગ્યેશરણુમાં ગયેલ પાછુ આવે નહી તેમ સામાની આત્મહત્યા પણ થવા દે નહી છેવટ તે પક્ષીની ભારોભાર તેના શરીરનુ માંસ માંગશું તે કંઇ આપે નહી અને તેનો ધર્મ રહે નહી.

યમરાજા—ભારોભાર તો શું પણ તમામ તેનુ શરીર માગશો તો પણ તે કદી પાછું પગલું ભરશે નહી

અગ્ની—હવે ઠીક છે શું થાય છે,

ઈંદ્ર—જો તમારી માગણી નહી સ્વીકારે તો જાણે તેનુ ધરમ હારી ગયો એટલે થયું પણ તમારૂં કહેણુ કબુલ કરશે

અગ્ની—એમ કબુલ કદી કરેજ નહી અને જો કરશે તો દેવતા અમારામાં જે શકિત છે તેનો [illegible] તેને સુપ્રત કરીશ

ઈંદ્ર—ઠીક ત્યારે [illegible] પણ પાછા વહેલા આવજો અને તેના માટે માહીતી [illegible]

અગ્ની—બહુ સારૂં મહારાજ ચાલો ત્યારે.

( સહુ નીકળી જાય છે )

## પ્રવેશ ૨ જો.

ગોરખનાથ—વ્યંકટનાથ ભરથુહરી ભેખ લીયા સો ઠીપાયા ખરા થોડા ઘણી સંસારમાં લગ ગયાડે એસે મેરેકુ માલુમ હોતા હે તુમારેકુ કયા નજરૂ આતા હે.

વ્યંકટનાથ—મહારાજ મેં કછ જાનતુ આપતો મહાન પુરૂષ હય લેકીન મેં કયા સમજુ

ગોરખનાથ—ભરથુહરી યહ ઘડા લેકર જળ ભરનેકુ વાસ્તે ગયા ત્યારસે ઉસકા દિલ લપટ ગયાહે આગુસે ઉનકા [illegible] ગુરૂ તમેં એસા સ્મરણમે દીલ પુરુચ્યા થા કે જળ [illegible] વાસ્તે

જાવેગે તબ ઉનકા હસ્તસે પડા દોહાથા અલગ ચલ આતાથા મગર આજકા દિનમે એસાં દેખનેમે નહી આયા તબ મેં કહેતા હું કે ઉસકા દીલ લપટ ગયા

ઠયકંટનાથ—હા મહારાજ સચ્ચી બાત હે.

ભરતુહરી—પગમાં પડી મહારાજ ડંડવત ભીક્ષાલેકર આયા હય,

ગોરખનાથ—[ મીષ્ટાન ભાળી ) ક્યું ભરથરી યહ કયા લાયા અને ઉસ્કા કયા ખપ હે યોગીકું મીષ્ટાન નહી ચહ્યએ;

ભરતુહરી—મહારાજ નગર પ્રજાકા જબ બહોત આગ્રહ દેખા ઉસ્કા કયા ખપ હે યોગીકુ મિષ્ટાન નહી ચહ્યએ.

ભરતુહરી—મહારાજ નગર પ્રજાકા જબ બહોત આગ્રહ દેખા તબ મે યેહ ભીક્ષા ગ્રહન કીની હે.

ગોરખનાથ—બચા ભરતુહરી તેરા દિલ ફેર સંસારમે લપટા ગયા ઇસમે કુછ સંદેહ નહી મેરી પાસ જુઠા બોલનેકા સબબ નહી કે સચ્ચા બોલ તેરા દિલ લપટા હે કે નહી.

ભરતુહરી—નહી મહારાજ જુઠ કાયકુ બોલના ચહ્યએ થોડા ઘણુા તો લપટ ગયાથા જબ ઇહાસે આંયો અબ સંસારકી જાળ નગરી લગ ગઈથી સો દુર હો ચુકી.

ગોરખનાથ-બચા ભરતુહરી તેરા દીલ બહોત લગ ગયા હે ઓર નસીબમે છ માસકા રાજય સુખ ભોગનેકાભી મુલતવી હે માટે તુમ ઉજજનમાં જાકર છ માસ રાજય સુખ ભોગકર પીછા આવ એસા મેરી આગ્યા હે.

ભરતુહરી—નહી મહારાજ મેં જાનેકુ બારતે ખુશી નહી હું.

ગોરખનાથ—ક્યું આગ્યાકા અનાદર કરતે હે ઉસ્મે કુછ હરકત નહી આવેગા એસા સચ્ચા માન.

ભરથુહરી--મહારાજ અપનેકું યોગ્ય નહિ હે.

ગોરખનાથ--વૃથા આગ્રહ કરનેકા કુછ સબબ નહિ હે તુમારા દિલ ફીર ગયા હે ધર્મધ્યાન અચ્છી તરહસે તમારેસે નહિ હોગા મગર રાજ્ય સુખકી ચુક જાને હે યહ રીતિસે દો બાત બિરૂદ્ધ નહિ કરના બાધી લેખકી એસાજ હે ચલો મેભી તુમારી સંઘ આતા હું અરે છ માસકી મુદત તલક મેંભી એહ નગરીમેં ઠેરૂંગા મેરા ધ્યાનુમેં એસા લગ શકે કે ભરથુહરીકી મોહ સારા સંસારમેંસે દુર હો ચુકી તઠેર તેરેકુ દિક્ષા દેકર સંગ લવેગા અભિ તો ચલો,

ભરથુહરી--અછા મહારાજ જેસી અપની આજ્ઞા.

## પ્રવેશ ૩ જો.

પાર્વતી—બાઇ સાહેબ મહારાજ સાહેબે બહુ હિમ્મત નાંખી,

ચંદ્રકળા—દાસી એમાં શું ! એતો ક્ષત્રિનો ધરમ છે આતો દેવતાઇ પરીક્ષા કરવા આવ્યા હતા અને પછી સજીવન કરી હતી તેવા મર્ણથી ડર આતી નથી જો ધર્મ સચવાતો હોય તો ?

પા૦—બાઇ ઇશ્વર પણ સાચાની કસોટી કરવામાં બાકી રાખતા નથી અહો કેવો પ્રસંગ મેળવ્યો એક પારેવા રૂપે થઇ શરણુમાં આવ્યો અને બીજો શિકારરૂપે થઇ તેની પાછળ આવ્યો એટલુંજ નહી પણ કેવો કઠોર આગ્ર થઇને બેઠા કે કાંતો તેજ પક્ષી જોઇએ નહી તો જાતે મહારાજનું ધામ જોઇએ.

ચં૦—દાસી જ્યારે પરમકુપાળુ કસોટી કરવા ધારે ત્યારે શું કામ સખે હરીશ્ચંદ્રને શું દુખ આપવામાં ખામી રાખી હતી જે ખરા ક્ષત્રી વીર્યથી પ્રગટયા હોય છે તે તો કદી ડરતા નથી

પા૦અરે પણ મહારાજાએ શરીરનો બધો ભાગ કટકે કટકા કાપી મુકવા માંડયો હતો ઘટ સુધી તો પક્ષીનુજ છાબડુ નીચે રહ્યું જ્યારે અંતસમો આવ્યો ત્યારે તે બન્ને દેવતાંઓ પ્રગટ થયા

ચં૦-પરમેશ્વરે જ્યાં જ્યાં કસોટી કરી છે ત્યાં ત્યાં તેવીજ રીતે મોરધ્વજને કરવત મુકાવ્યું સગાળસા પાસે કેલઇઆને ખાણીઆ ખંડાવ્યો દાનેશ્વરી કરણ પાસે અંહકાળે કનિષ્ટપણે દાન લીધું શીવાય દાખલા છે પણ તેવી કસોટીથી નહી.

પાર્વતી-કસોટી તો કરી પણ છેવટ બક્ષીસો પણ ઠીક સુપ્રત કરી અગ્ની તથા વાયુ દેવતાએ પોતાની દેવતાઈઅર્ધી શક્તિ સુપ્રત કરી તથા ઇંદ્ર આગળ આગમનું સુજે તેવુ હીરા રત્નથી જડીત બત્રીસ પુતળીનુ સીહાસન મોકલાવ્યું બાઇ આવું શરણુ અગાઉ કોઇએ આપ્યું હશે. બઈ ?

ચંદ્રકળા-નહી કેમ ? શ્રી કૃષ્ણ ભગવાનનો ચોર ડાગવ પણ જ્યારે શરણે આવ્યો ત્યારે અભીમાન્યુએ મામાનું સગપણ ગણકાર્યું નહી અરસપરસ જાદવ પાંડવને યુધ થવામાં પણ બાકી રહી નહીં પ્રલયકાળ જેવો સમો વરતાયો પણ અભીમન્યુએ પોતાની વીર્ય લગંવી શર્ણાગતને સોંપ્યું નહી.

પાર્વતી—ત્યારે બાઇ ક્ષત્રીની રીતજ અલાકીક છે તમે પણ શરીર સુપ્રત કરવા તૈયાર થઇ ગયાં હતાં.

ચંદ્રકળા-તઇઆર ન થઇએ તો પછી આ શરીર એવા પ્રસંગ વિના શું કામે આવે તેમ છે,

ચંદ્રકળા--પણ દાસી આજે રાજ્યાભીશેક જેવો કચેરીમાં સમારંભ હોય એવો મને ભાસ થાય છે પ્રાણનાથ ગાદીએ બેઠા ત્યારે તોપોના બહાર કરવા દીધા નહતા તેમજ ખૂશાલીના અર્થે પણ તોપોના બહાર નહી કરવા એવો ઠરાવ મહારાજા ભરતુહરી પધાર્યા તેની દીલગીરી પાળવા માટે બહાર પડયો હતો તેને બદલે આજે બેશુમાર બહાર થયા નગરમાં પણ આનંદ આનંદ વર્તાઇ રહ્યો છે તેનું શું કારણ ?

પાર્વતી—બા સાહેબ ઉપરનો દેવતાઈ પ્રસંગ બન્યો મહારાજા મરણ સ્થિતિમાં હતા તેમાંથી બચ્યા તેના આનંદ માટે ઘણું કરીને હશે.

ચંદ્રકળા—એ બાબતનો પ્રાણનાથને આવો અત્યાનંદ થાય નહી કારણ ખરા ક્ષત્રી પુત્રો મરવાનો ડર ખાતા નથી અને વળી તેવા ધર્મના પ્રસંગે તો કોઇ પણ દિવસ પાછું પગલું ભરવાજ નથી માટે આનંદ તો ગમે તેવા પ્રકારનો હોય મહારાજા ઘડી બે ઘડીમાં આવી પહોંચશે ત્યારે સર્વ બાબતની માહીતગારી મળશે.

( વિક્રમ આવે છે. )

ચંદ્રકળા—પધારો પ્રાણેશ્વર ! પ્રાણનાથ શું આજે એટલો બધો ઉત્સાહ છે કે એકદમ બહાર શરૂ કરી દીધા ?

વિક્રમ—પ્રિયા આજનો દીવસ અત્યંત માંગલિક છે મહારાજા ભર્તુહરીને જોગિંદ્રરૂપે તથા મહાન યોગી તેમના ગુરૂશ્રી ગોરખનાથજી આપણી નગરીમાં પધાર્યા છે એવા સમયથી ક્યારે વધારે આનંદનો પ્રસંગ મળે તેમ હતુ વળી આનંદમાં અતિશે વૃદ્ધિ તો એજ કે કાલે ગાદી ઉપર ભરથરી મહારાજા તખ્તનશીને થવાના છે તો પછી એથી વધારે આનંદનો સમય ફરીને ક્યારે પ્રાપ્ત થવાનો હતો હાલમાં મહારાજા ભરથરી તથા યોગિંદ્ર ગોરખનાથજી શ્રી મહાકાળેશ્વરમાં છે પ્રિયા ચાલો તમારે દર્શને જવુ હોય તો !

ચં૦—ચાલો પ્રાણનાથ ઘેર બેઠા ગંગા આવી તો તેમાં નાહી પવિત્ર કેમ નાં થવું ? પણ પ્રાણનાથ તખ્તનશીન થવા મહારાજ ધારે છે એ તો બહુ ખુશાલીની વાત.

વિ૦—હું સર્વનાં બહુધા આગ્રહથી તખ્તનશીન થયો પણ મહારાજા વિના મને સર્વ શુન્યકારવત ભાસતું હતું કોઇ પ્રકારનાં

આનંદ મને રહ્યો નહોતો લપડાક મારીને મોહું લાલ રાખવાપણું હતું ઇશ્વરકૃપાથી સૌ સારાં વાના થઇ રહ્યાં છે ચાલો ત્યારે ઘેર ને.

ચંદ—ત્યારે ભલે પધારોને પ્રાણેશ્વર. (સૌ જાય છે.)

## પ્રવેશ ૪ થો.

### સ્વર્ગ તરફ જવાનો રસ્તો.

અગ્નિ—વાયુદેવ રંગ છે વિક્રમને તેના સત્યવાદી પણાને સહસ્ત્ર વખત ધન્યવાદ આપું છું અરે મૃત્યુ ભુમિકા પણ સંપુર્ણ પુન્યશાળી છે કે આવા વીર રત્નો તેની ઉપર પ્રગટ થાય છે,

વાયુ—પણ અરધી અરધી શકિત આપવી પડી તે તો તમારા હીસાબમાં નહિ હોય.

અગ્ની—અરે તેથી શું થયું એવા વીર રત્નને તો આપણી તરફથી જ્યારે કોઇ પણ પ્રકારની ઉશ્કેરણી ન મળે ત્યારે પછી આપણે શું કામના અરે વીચાર તો કર બીજો કોણ એવો સત્યવાદી છે કે શરીરના પોતાને હાથે કરી એવા રાઇ રાઇ જેવડા કકડા કરે છે તેના માતાપિતાને કહેવું સહેલું પણ કરવું બહુ કઠીન છે.

વાયુ—અગ્નિદેવ એમાં તો જરા પણ સંદેહ નહિ વિક્રમ ખરેખર કોઇ દેવાંસી નર છે નહિ તો આવું અનિશ્ચિત વ્રત કદી પણ મનુષ્ય જાતથી રહે નહી.

અગ્ની—મનુષ્ય તો શું પણ આપણા દેવોની પણ તેવી વૃતિ રહેવી બહુ મુશ્કેલ છે એતો ખરેખર કોઇ ઇશ્વરી અંશ છે.

વાયુ—પણ હવે ઇંદ્ર મહારાજને શું મોહું બતાવવું આપણે પણ હાથે કરી પેટ ચોળીને શુળ પેદા કર્યું છે એકતો અરધી અરધી શક્તિ ગુમાવી. તેવા વીરરત્નને દુઃખ દેવામાં ખામી રાખી નહી યમ તથા ઇંદ્ર મહારાજ સાથે હોડ બાંધી.

અગ્નિ–થવાકાળ થઇ રહે છે વીધી લેખ કોઇ કાળે પણ મીટવાના નથી હવે વૃથા પ્રશ્ચાતાપ કરે છે, ગયેલી શક્તિ પાછી આવે તેમ છે મનની મનમાં રહી જાતી હતી આપણા ધારવામાં હતું કે કળીયુગના પ્રભાવમાં કોઈ પ્રતાપી પુરૂષ આવ્યો નહી હોય પણ હવે ખાત્રી થઇ ચુકી કે પૃથ્વી કોઇ દીવસ પણ નીરક્ષીર થતીજ નથી.

( વઇતાલ આવે છે. )

૧ લો વઇતાળ—અરે રંગ છે વિક્રમાદિત્યને તેના જેવો સત્યવાદી રાજા કોઇ નથી અને થશે પણ નહિ.

૨ જો વઇતાળ—અરે પણ શું તેનો આવો અમુલ્ય શુદ્ધ ન્યાય જોઇ હું અતીશે વિસ્મય પામું છું અહા પણ શું તેની શક્તિ કોઇ ધારી અંશ તેમ તો સંદેહ નહી.

અ૦—પણ કેવી રીતે ન્યાય તોળ્યો શી વાત કરો છો.

૧ લો વઈતાળ અરે ભાઇ તેના ન્યાયની શી વાત કરવી ઇંદ્ર જેવા પણ ન્યાય ના મળી શકે તેવા વાંધાનો અદલ ન્યાય માળવપતિ વિક્રમ ઉતાર્યો.

૨ જો વઇતાળ—ધન્ય છે તેના માત પીતાને ધન્ય છે સેવા પરમાર કુળને અને તેના દેશમાં વસનારી પ્રજાના પુર્ણ ભાગ્ય કે આવા અદલ ન્યાયી વસે છે.

વા૦—પણ વાત તો કરો શી રીતે બનાવ બન્યો છે

૧ લો—અરે બીચારો એક ગરીબ વાણીઓ મરાઈ જાતો હતો તેનો કેવી રીતે ઉધાર કર્યો છે અરે તેના ન્યાયને જેટલો ધન્યવાદ આપુ છુ એટલો થોડો છે.

અ૦—પણ હવે ક્યાં સુધી વખાણ્યા કરશો અમારે તેના ન્યાયની પરીક્ષા કરવાની જરૂર છે માટે સવીસ્તર વાત તાકીદે કહી બતાવસો તો તમારો ઉપકાર માનશુ.

૨ જો૦ વઇતાળ સાંભળો ભાઈ તમારે સાંભળવાની બહુ અપેક્ષા છે તો કહી બતાલાવુ છું ધુતારા હોય કે ગમે તેવા હોય એક બે પરદેશી બ્રાહ્મણોનો વેશ લઇ અહીંઆ એક પુલચંદશા કરી સાધારણ શાહુકાર છે તેને ઘેર આવી કહ્યું કે અમારે અહી રાત રહેવુ છે તો ઉતારો આપો તો સારૂ પુલચંદશાહ બ્રાહ્મણ જાણી ઉતરવા દીધા તેઓ ધુતારા બ્રાહ્મણ પાસે સવાલાખ સવાલાખ કીમતની બે અમુલ્ય રત્ન હતા સાચી વાત કરતાં હોકે પ્રપંચ પણ તેઓ ઉતર્યો બહુ અરસપરસ તકરાર કરવા લાગ્યા એક કહે બંને રત્નો મારી પાશે રાખું અને બીજો કહે મારી પાસે રાખું તકરાર તો વધી પડી છેવટે નીરમાણ કર્યો કે આજની રાત પુલચંદશા પાસે કહેવા દેવા તે ઠ રાવ બંનેએ કબુલ રાખી પુલચંદશાહને સોંપતી વખતે કહ્યું કે આ રત્નો સંગાતે માગીએ ત્યારે આપવા રત્ન સોંપ્યા બાદ સાથ બંનેએ રસોઇ કરવા ઠરાવ કર્યો રસોઇનો શરસામાન બને સાથે જઇ લઈ આવ્યા ઘ્રત બાકી રાખ્યું હતું એક રસોડામાં બેઠો હતો તેણે કહ્યું રસોઇ તઆર થવા આવી માટે ઘી લઇ આવ ત્યારે તેને કહ્યું કે એકલો જઇશ તો આપશે નહી માટે તૂં સાથે આવ બીજાએ કહ્યુ કે હું રસોઇમાં બેઠો છું માટે ઉઠાશે નહી હું અહીંથી કહું છું કે જા આપશે એટલે બીજો હતો તે લેવા ગયો પતી ગયો છે માટે રત્ન પાછા લાવો તેના જવાબમાં પુલચંદશાએ કહ્યુ તમે બંને સાથે આવે. તો આપીશ કારણ મારે એવો ઠરાવ છે એટલે લેવા આવ્યો હતો તેણે રાડ પાડીને રસોઇ રાંધતો હતો તેણે કહ્યું કે પુલચંદશાહ આપતા નથી માટે તમે અહી આવો સામા જવાબમાં રસોઇ કરનારો ન ઉઠતાં પુલચંદશાહ પ્રતી બોલ્યો ખુશીથી આપો તેની

હરકત નહી એટલે ફુલચંદશાહે બે રત્નો સોપી દીધા કે તુરત પેલો લેવા આવનારો રસ્તે પડયો બે ઘડી જઇ એટલે રસોઇ રાંધનારે મોહા સાદેથી કહ્યું કે ફુલચંદશા આટલી બધી શી વાર રસોઇ ઠરી જાય છે માટે થી જલદી આપોને ગીનું નામ સાભળી ફુલચંદશાહનાં હાંઝાંઝ પડી ગયા થોડીવાર થયાં બાદ રસોઇ પડતી મુકી ફુલચંદશા પાસે આવી ઉભો રહી બોલ્યો કેમ મારો સાથી દેખતો નથી તવ ફુલચંદશાહે કહ્યું તમારા કહેવા મુજબ મેં તેને રત્ન આપ્યા તે લઇ તમારી પાસે આવ્યો છે, એવું સાંભળતા પેલો બ્રાહ્મણ પછાડ ખાઇ નીચે પડયો બંનેને મોઢા વાંધો ચાલ્યો બીચારા વાણીઆના માથે અટાટની ઉતરી પડી.

અગ્ની—ત્યારે પછી શું બન્યું એતો બહુ વીપ્રીત થયું ગણનો ભાઇ દોષ જ્યારે બિચારા ફુલચંદશાહે ઉતારો આપ્યો ત્યારે એવું ફળ મળ્યુંના.

૧ વઈતાળ—ભાઇ કળીયુગનો પ્રભાવજ એવો છે બ્રાહ્મણ તો કહે મારા રત્ન લાવ નહી તો બ્રહ્મહત્યા આપીશ.

વાયુ—બિચારા વાણીઆને માથે પણ ગજબ ગુજાર્યો ત્યારે પછી શું બન્યું આનો અદલ ન્યાય કેવી રીતે ઉતાર્યો?

વઇતાળ—એતો ન્યાય વીક્રમ વિના કોણ ઉતારી શકે વાણીઆએ પોતાની બધી ઈરકામત આપવા કહ્યુ પણ બ્રાહ્મણે તે કશુ માન્ય ન રાખતાં બે રત્ન અગર અઢી લાખ રૂપીઆ રોકડા એમાંથી એક લેવાનુ જણાવ્યું ફુલચંદશાહ પાસે તેટલી સગવડ મળે નહી તકરાર ચાલતી હતી તેવામાં વીકરમ મહારાજાની સ્વારી આવી પહોંચી

અગ્ની–તેણે કેવી રતે ન્યાય ઉતાર્યો બીચારા વાણીઆનો અભાવ થાય તો તો સારૂં

વઈતાળ–વિક્રમે ઘણી રીતે બ્રાહ્મણને સમજાવ્યો પણ તેણે માન કર્યું નહી ત્યારે છેવટ મહારાજાએ અદલ રીતે ન્યાયનો ઠરાવ એવી રીતે બહાર પાડયો કે તમારે બંનેને સાથે રત્ન લેવાનો ઠરાવ છે માટે ભાગી ગએલ આશામી આવશે ત્યારે બંને રત્નો તમોને મળશે.

અગ્ની–રંગરેરંગ વિક્રમ ધન્ય છે તારા માત પીતાને આવોજ અદલ ન્યાય ઉતારવો જોઇએ ચાલો વાયુદેવ આપણે પણ બહુ વખત ભરાઇ ગયો માટે તાકીદથી,

વાયુ–ચાલો ભાઇ ચાલો વીક્રમની પ્રભુ સદકાળ ચડતી રાખે અને તેની પ્રજામાં સુખ શાન્તી ફેલાય.

# પ્રવેશ ૫ મો.

## સ્થળ ઉજ્જની કચેરી.

ભરતુહરી–મારા પ્યારા બંધુ વિક્રમ હવે જેટલો આગ્રહ કરે તેટલો વથા છે છ માસની અવધી હતી તે પુરી થઈ ચુકી માટે હું કદી રહેવાનો નથી

વિક્રમ–બાતુશ્રી ગમે તેમ થાય તો પણ હવે હું જવા દેનાર નથી વડિલ જરા વીચાર કરો આપ જ્યારે આમ મને તરછોડી ચાલ્યા જશો મારે કોનો આધાર! તેમ છતાં આપને યોગ ગ્રહ કરવા બહુ આગ્રહ હોય તો ખુશીથી મને પણ સાથે તેડતા જાઓ હું બનતી રીતે શીષ્ય થઇ આપની સેવા ચાકરી કરીશ પણ મારો અનાદર કરી ચાલ્યા જાઓ તે કદી બનવાનું નથી.

ગોરખનાથ—વિક્રમ તુમ વથા આગ્રહ કાયકુ કરતે હે ઉસ્કે લલાટમાં ૭ માસકા રાજ્ય દુખ કમતી રહા થા સો સંપુર્ણ હો ચુકા,

વિક્રમ-મહારાજ ત્યારે હું આંહી રહેવાનો આગ્રહ પણ નથી કરતો હું પણ ખુશીથી સાથે આવવા તઇઆર છે.

ભરતુહરી-ભ્રાત વિક્રમ એમ બનવું બહુદ મુશ્કલ છે પછી ઉજ્જની શી હાલત હું યોગ ગહણ કરવા ધારૂં છું તેનુ કારણ એકે પાછળ રાજ્ય ચલાવનાર તમે છો ત્યારે નહી તો પ્રજાને કળકળતી મુકી કદી ના જવાય.

વિક્રમ-વડીલ ભાતુશ્રી પ્રજાને કકળાવવા ખુશી નથી અને શું મારો અનાદર કરશો આમ તો કદી ન બનવાનુ

ભરથરી—પ્રધાન સુર્યસીહ વિક્રમનો કલ્પાંત મારાથી જોઇ શકાતો નથી માટે તમે સારો રીતે સમજાવી મને રજા અપાવો ગમે તેમ થાય તો પણ હુ અહી રહેવાનો નથી,

સુર્યસીહ-મહારાજા આમ કરવું શું આપને યોગ્ય છે? તે વખતની બીના તો આપને જે કાળ ચડયો હતો તેનુ હવે શું છે ઉજ્જનને આમ નીરાધાર મુકી ચાલ્યા જવુ એ શું આપને યોગ્ય છે ! વીક્રમ મહારાજા રાજ્ય ચલાવવાને સંપુર્ણ શક્તિમાન છે ખરા પણ હજુ તેમની ઉમર યોગ્ય નથી રાજ કારભારમા કેવા પ્રપંચો રહેલા છે તેથી આપ માહીતગાર છો નાનુ સુનુ રાજ્ય હોય તો ઠીક પણ બાણુ લક્ષ માળવો તો આપને આમ વીચાર કરવા લાયક નથી. વળી મહારાજા ઇશ્વર સ્મરણ કરવુ હોય તો અહીંયા કયાં નથી થતુ ! આપને માટે ખાસ એક ગુપ્ત મહેલ કરાવશુ તેમાં યોગ્ય ગ્રહણ કરીને રહો

પણ ઉજ્જન બહાર પગલું ભરવા વિચાર ધારો તે તો ઠીક ન ગણાય વળી વખત ક્યાં ચાલ્યો ગયો છે અમરફળનું જ્યારથી આપે પ્રાસન કર્યું ત્યારથી જન્મ મરણનો ભય તો આપના શીર ઉપરથી ઉતરી ચુકયો છે જ્યારે વિક્રમ મહારાજાની ઉમર બરાબર યોગ થાય ત્યારે ખુશીથી ચાલ્યા જજો પણ ત્યાં સુધી તો યોગનું નામ પણ લેશો નહિ આપ મહારાજા સમજું છો: તેથી વધારે મારે કહેવું એ ઉચિત નથી રાજનીતિનો વિચાર કરો રાજાએ શા પ્રમાણે વર્તવું તે સ્મરણમાં લ્યો વૃદ્ધાવસ્થા થાય અને પાછળથી ગાદીએ બેસનાર યોગ્ય ઉમરનો હોય તો રાજાએ વાનપ્રસ્થ ગ્રહણ કરવું ત્યાં સુધી તો રાજખટપટ છોડી એક પગલું પણ બહાર ભરવું નહિ વિસ્તાર કરીને તો પણ એનું એ વિક્રમ મહારાજાને પંદરેક વરસ થયાં હશે વીશ વરસે યોગ્ય ગણાય માટે પાંચ વરસ વિત્યાબાદ આપના ધ્યાનમાં આવે તેમ કરજો.

**ભરથરી**—પ્રધાનજી તમારે ઉલટું આમ કહેવું તે વાજબી નથી હું રાજનીતી પુરેપુરી સમજું છું પણ મને જ્યારે અરૂચી થઇ ત્યાર પછી રહેવું તે શા કામનું છે વળી વીધી લેખ પ્રમાણે હંમેશા થયા કરે છે. મારા નશીબમાં રાજ નથી પણ યોગ્યજ છે. કદાપી ધારો કે પ્રથમના જેવી કાંઇ બીજી આફત આવી પડી ત્યારે કરોધ કરી ચાલ્યો જાઉં તેથી આ શું નરતું છે અને જ્યારે નશીબમાં યોગજ છે ત્યારે ગમે તેમ—રાજ્યમાં રહીશું તો પણ વિધી ભુલ ખવરાવી વળી બીજો ગુન્હો ઉભો કરી વનવાસ આપશે માટે આનંદ વૃત્તિથી જવું એજ ઉતમ ગણું છું. વળી રાજ્ય છોડી પ્રજાનો અવિશ્વાસ લેવા ચાહતો નથી પણ ખાત્રી છે કે મારી પાછળ વિક્રમ સવાઇ ગાદી ચલાવે એવી તેનામાં સતા છે વળી અરૂચી થઇ ત્યાં

રહેવું પણ યોગ્ય ગણુતો નથી અને ત્યાં રહીએ તો નકી વિઘનજ આવે તેમાં જરા પણ સંદેહ સમજશો નહિ ત્યારે અહીંનું પણ ચુકવું તેમાં પ્રથમ લાંબી નજરથી તપાસવું કે પાછળ જરા પણ વિમાસવું ના પડે ભાઇ વિક્રમ હવે તું હઠ છોડી દે અને ખુશાલીથી રજા આપ તો ઇશ્વરી સ્મરણ અમુલ્ય વખત જે અમસ્તો ગુમાય છે તે ખપમાં આવી જાય, આ મનુષ્યાદેહી ફરીને ફરીને પ્રાપ્ત થવાની નથી, તેમ ત્યાં સાથે પણ પાપ પુન્ય શીવાય કાંઇ આવવાનું નથી. વિક્રમ પ્રજાનું પુત્રમય પાલન કરવું એ પણ ઓછું પુન્ય નથી મને તો ખરેખરી ઠોકર લાગી અને ખરી રીતે સંસાર તરફ અરૂચી થઇ ગઇ ત્યારેજ દિક્ષા ગ્રહણ કરૂં છું તે તું રાજ્ય કારકીર્દીમાં યોગ્ય ત્યારેજ. નહિ તે મારાથી પણ ન જવાય કારણ ઇશ્વરી સ્મરણમાં જે આત્માનું કલ્યાણ થાય તેનાથી સહસ્ત્રગણું પાપ પ્રજા વિશ્વાસથી ચોટી જાય, વિક્રમ હવે મને ખુશી થઇને રજા આપ એટલે ચાલ્યો જાઉં.

વિક્રમ ગાયન.

નવ પાડો જુદારે, વહીલ ભાઇ મારા
સાથે આશીશ હુતોરે, થવા દઉં ન્યારા:
લઘુ ભ્રાત છોડીરે, ભ્રાઇ જવા શું ધારો,
કાંઇ દયા તો દીલમાં, લાવી અરજ સ્વીકારો.
નથી શક્તિ તો મારીરે રાજ્ય ચલાવવાને,
ઉમર હજુ નથીરે રાજ્ય નથીરે શીર ધરવાને;
ખટપટો છે ભારીરે, રાજ્ય તણી મહારાજા,
નવ ફાવે લગારીરે, મારી શી રેશે માઝા,
તરછોડી જાઓરે, સોગન તવ મારા,
વહીલ ન થાશોરે, મુજથી ન્યારા.

## જનુની જીવોરે ગોપીચંદની.

ભરથરી—વૃથા આગ્રહ જરા કરો, કદી રહેવું ન આંયજી.
સુખેથી રાજ્ય તું ભોગવે પાળો પ્યારથી પ્રજાયજી;
અમે તો અલેક જગાવશું,
વિક્રમ—ક્રુર વચન તમે કહો, લાગે દીલડામાં લાયજી
ભ્રાતા શાને તરછોડો, એકલા ના રહેવાયજી,
ભ્રાત સાથે લ્યોને સાથમાં.
ભરથરી—બંધુ મારા તું વિક્રમ વૃથા નવ કર તાતજી
હવે કદી ન રાજ્ય ભોગવું, રહો સુખે મમ ભ્રાતજી અમે૦
વિક્રમ—કારી ઘા ભ્રાતુ ના કરો, આ શું વદો છો વચનજી
રાજ્ય કરી ન શકું, દીલ થાય છે પતનજી ભ્રાતુ૦
ભરથરી—સોચ વરૂથા શાને તું કરે, જેવા લેખ લલાટજી
સંસાર અસાર હું ગણું, યોગ ગણું ભ્રાતજી. અમે૦
વિક્રમ—આપ વિનાનો સંસાર તે, મારા વરૂથા સહાયજી,
શમશાન સમ સમજું બધું બીજી શી છે સગાઇજી ભ્રાતુ૦
ભરથરી—ઉજ્જની શુની તો નવ રહે, પ્રજા મુકે નિશ્વાસજી
પાપ અતુલ્ય છે તેહનું થાય નરકનો વાસજી. અમે૦
વિક્રમ—એમ સમજો છો તમે બધું, શીદ ગ્રહો વનવાસજી;
વડીલ વિચાર ઉંડો કરો, શીદ લ્યોછો નિસવાજી. અમે૦
ભ૦—ગાદી વારસ જ્યારે ભ્રાતુ છો, તવ નીકળું વનજી,
અમરતો ભેખ કદી ના ધરૂં. યોગ કરૂં ના ગ્રહણુજી, અમે૦

ભ૦—હવે તું જેટલો આગ્રહ કરે તેટલો વરૂથા છે હું કદી પણ રહેવાનો નથી માટે મને ખુશી થઇ રજા આપ તું કકળાટ ન કર અને મારે જવું તેમાંથી ઇશ્વરી સ્મરણનું ફળ શું મળવાનું ?

મને બે વાતે શા માટે ભુલાવે છે ? હું કદી રાજ્ય ભોગવનાર નથી તું અતીશે આગ્રહ કરીશ તો વનમાં નહિં જાઉં તેમ રાજ પણ નહી ભોગવું, શાને માટે બન્ને ચુકાવે છે ? સબળસિંહ તમે વિક્રમને સમજાવો તો ઠીક કહેવાય.

સબળ—મહરાજા આપ આગ્રહ લેઇને બેઠા છો તો તેમાં વિક્રમ મહારાજાને શું કહેવું હજુ તેમની ઉમ્મર નાની છે આપ પુક્ત ઉમરે પહોંચ્યા છતાં જરા પણ વિચાર નથી કરતા એ શું યોગ્ય છે ! વાનપ્રસ્થ ગ્રહણ કરવા પણ કયારે કે જ્યારે વૃદ્ધાવસ્થા થઇ હોય અને તખ્તનશિન થનારની ઉમર યોગ હોય ત્યારે તે સી વાય રાજપુત્રોને દિક્ષા લેવાની સાફ મનાઇ છે માટે જો આપનો આગ્રહ છોડી દયો; આપને અમે શિખામણ દેવા લાયક નથી પરંતુ અત્યારે આપે રાજ્ય હઠ ગ્રહણ કર્યો છે. તેથી કહેવું પડે છે વધારે ઓછું બોલાયું હોય તેની ક્ષમા માગું છુ,

ગોરખ—તુમ સબ લોકો એસા આગ્રહ લેકર બેઠા હે મગર કુછ માલુમ નહી હે ભરથરીકા લાલટમે છ માસકા રાજ્યભોગ કમતી રહાથા તે ભોગ લીયા લેકીન છે માસ હો ચુકા તબ તુમારે ઇધર રોકનેકા કયા સબબ હે ઉનકા ભવિષ્યમેં યોગ લીખ્યા હે તુમ વિધીકા લેખ ટાળનેકું કયું સામર્થ હે ! સબ બાતકા તલાસ કરકે સબી આગ્રહ છોડદો બહોતમેં કુછ હાંસિલ નહી મીલેગા યહ ભરતુ હરી રેહનેવાલા નહિ હે જીસ વખત હમ સબ યહ નગરીમે આયા ઉસ વખત ભરતુરીકા દીલ સંસારકી જાલમે ઝપટ ગયાથા મેને જબ એસા દેખા ઓર ઉનકા લલાટમેં છ માસકા રાજભોગ મુલતવી રહા થા, તબ, તબ અપનીજ જાતસે ઉનકુ તખ્તનસિન કીયા યહ વખત તો હો ચુકી તબ ફેર કુછ બારતે રોકતે હે ઇસમે મેરા કુછ સંવારથ નહી હે હમ તો ઉસકા કલ્યાણ વાસ્તે કહતે હય.

ભરથરી—હવે રજા આપો તો સારૂં કહેવાય.

સુર્યસીંહ—કહો તો રાજા સાથે હું આવું.

મહારાજા કદી એમ ના બનવું તેથી રહે સૌને દીલતો દમવુ. મહા.
જંગલ જાઓ ના તરછોડી, યુવાવસ્થા શું જંગલ વસવું. મહા,
માળવ પ્રજા કલપે છે ભારી, તેનુ પાપ શીર શાને તો ધરવું, મહા.
બંધુને જોડી તોડો છો શાને સાહસીક કર્મ સીદ આચરવું. મહા.
ગુપ્ત રીતે રહી મહાલયમા સ્મરણુ સ્મરણુ સદા ઇસનું કરવું. મહા.
પણુ જંગલની માંહે જવાનું રાજન કદી નથી તે તો બનવું. મહા.

વીક્રમ બનજારો

શું મુકો છો મને વીસારી. નહી વાત કદી એ થનારી.
નથી એકલો કદી હું રહેનારો નથી તમથી જુદો પડવાનો.
કંઇ દયા અંતર લો ધારી. નહી૦
તમે તરછોડી વનમાં જાશો, તો તો નાંખુ નક્કી ગળે ફાંસો;
નવ મારો દીલ ઘાવ કારી. નહી૦
કકળતો મુકી શું જનારા ભાઇ ન્યારા શું રે થનારા
તરછોડો મને ના લગારી.
ભરાવુ નામ શું ધારો છો યોગી શું ઘટે છે લેવા જોગ;
નથી ઉમર હજુ જરા મારી. નહી૦
બંધુ થાઓ જરા જો ન્યારા, તવ તમને સોગન છે મારા;
આ શી વાત છો આકારી. નહી૦

વડીલશ્રી આપ ગમે તેમ તેમ કરશો પણ તમારાથી જરા માત્ર પણુ જુદો રહેવાનો નથી આપના વીયોગે રહી રાજ ભોગવવા જરા માત્ર પણુ ખુશી નથી. જ્યાં જ્યાં આપ જવા વીચાર ધરશો ત્યાં ત્યાં સાથે આવી આપની સેવા બજાવીશ ત્યારે જ મારા દીલને

-શાંત વળવાની ભરાત કાંઇ વીચાર કરો ? શું મારી ઉમર માળવા જેવું મહાન રાજ ચલાવવાને યોગ છે રાજ ખટપટોથી આપ સં-પુર્ણ માહીતગાર છો છતાં આવું અત્યંત જોખમ ભરેલું કામ મુને સોંપી જતા જરા પણ આંચકો કેમ ખાતા નથી ?

ભ૦—વિક્રમ તું બળેલાને શા માટે બાળે છે ગમે તેટલો આગ્રહ અરૂચી તરફ વૃથા છે વારંવાર આવા કલપાંતથી મને દુઃખી નહી કર ઇશ્વર સદાકાળ તારૂં કલ્યાણ કરે આ સંસારમાં મને એવી ઠોકર વાગેલી છે કે ગમે તેમ થશે તો પણ રાજ્ય ભોગવવા જરા પણ રૂચી કદીજ નહી થવાની માટે ખુશી થઇ રજા આપો તો સારૂં.

ગોરં૦—વિક્રમ તુમ જીતના આગ્રહ કરતે હે તે વૃથા હે મેરા બચનકી સિદ્ધિ રખતા હોતો તાકીદસે રજા દેદે તેરા બહોત આગ્રહ હે તો દો માસ તલક ઇદર ઠેર હમ ફેર ચલા જાયગા.

વી૦—( સ્વગત ) બે માસ તો રહેશે વળી જાય ત્યારે વાત છે તો ( ચાસન ) ત્યારે તો ઠીક.

ભ૦—વિક્રમ, પ્રધાન સૈન્યપતિ આદી સરવે સભાજનોને હવે આ રાજ્યરૂપે મારા છેલ્લા પ્રણામ છે પ્રધાનજી તમે તથા સબ-ળસિંહ હમેશાં વિક્રમને સદબુદ્ધિથી સારા રસ્તે ચડાવજો અને છેવ-ટની મારી નીચેની શીખામણ સર્વ ધ્યાનમાં રાખજો.

સુકૃત કરના હોયસો કરલે.

ભજો ભાવે કીરતાર, જન સહુ ભાવે ભજો કીરતાર.
પ્રભુ છે તારણ હાર, જન સહુ ભાવે ભજો કીરતાર,
માત પીતાને સુત દારા, વળી પુત્ર અને પરીવાર,
સ્વાર્થ તણું સરવ સગ્રા છે, સાથે ન કોઇ આવનાર. ભજો.

સાર સમજી શીક્ષા તો મારી, આણોને દીલ મોઝાર,
નારી કીચડમાં નહીજ લપ્ટો, નહી તો દુખી થનાર,
નહી તો દુખી થનાર, વીષયથી નહી તો દુખી થનાર. ભજો.

આ મારી શીક્ષાને સર્વ સભાસદો ગ્રહણ કરી નારીથી નહી લપટાતા જો તમારા આત્માનું સાર્થક કરવું હોય તો સદાકાળ ઇશ્વર સ્મરણમાં તમારો વખત ગુમાવો સંસારનો ત્યાગ કરવો એમ મારૂં કહેવું નથી પણ સ્ત્રી જાતી કોઇની નહી સમજતાં તેનામાં એકદમ લુબ્ધ બની તન, મન, ધન એ સર્વસ તેને સોંપી દેવું નહી મતલબમાં તેનો જરાપણ વિશ્વાસ કરશો તો નક્રી સમજો કે તમને પુરેપુરી શીક્ષાએ પહોંચાડશે હવે છેલ્લા પ્રણામ છે. મારાથી કોઇપણ પ્રત્યે કાંઇ પણ વધુ ઘટુ કહેવાણું હોય તો તેની ક્ષમા માગું છું.

ગો૦—ભરથરી સૂતાબી રાખો બખ્ત બહોત ચલા ગયા.

ભ૦—ચાલો મહારાજ ચાલો.

વી૦—ચાલો પ્રધાનજી આશ્રમ સ્થાન સુધી સાથે જઇશું ના ?

સુ૦—કેમ નહી એક મહીના સુધી તો પરમકૃપાળુએ દર્શન થાય એવો અમુલ્ય વખત આપ્યો છે તે કેમ ત્યાગી દેશું.

( સહુ નીકળી જાય છે. )

卐卐卐卐 卐卐卐卐

**સમાપ્ત.**

卐卐卐卐 卐卐卐卐

## આશુક માશુક ના પ્રેમ પ્રસંગોથી ભરપુર

# પ્રવીણસાગર.

ગુજરાતી ટીકા સહિત. આ પ્રસિદ્ધ ગ્રંથ સ્વસ્થાન રાજકોટના કૈલાસવાસી મહારાજાધિરાજ શ્રી મહેરામણજીએ પોતાના નિપુણ સહાયકોની સમ્મતિથી સં. ૧૮૩૮ માં રચેલો છે. ગ્રંથ એટલી બધી ચતુરાઈથી ભરપુર છે, કે તેણે ભારતના નામાંકિત અને ચતુર કવિશ્વરોનાં મન હરિ લીધાં છે. આખો ગ્રંથ આશુક માશુકની ખરેખરી **પ્રેમ મહીમાથીજ વર્ણવેલો છે સાથે નાયક નાયકાના ભેદ નાડીપરિક્ષા, અશ્વપરીક્ષા, શુકનાવલી, રણસંગ્રામની પંડિતાઈ રાજનીતિ, અને વિદ્યા, રાગ, તેની ઉત્પત્તિ, વિરહવિલાપ, ઈશ્વરભક્તિ સાથે** અષ્ટાંગ યોગનું નાનાવિધ અલંકારથી રસમય વાણીવડે સવૈયા, કવિતા, છપ્પા, આદિ અનેક છંદથી વર્ણવેલું છે. ટુંકામાં જેમ કલ્પવૃક્ષ તળે જે ઇચ્છા રાખીએ તે તેને મળે છે, તેમ આ ગ્રંથમાંથી ભોગી વિલાસ પામશે, યોગીજનો યોગ સિદ્ધિને પામશે; તેમજ પ્રેમીજનો પ્રેમલીલાને પામીને મનમાં હર્ષ લાવશે, કવિયો રસ અલંકાર અને છંદને પામશે ચતુર પુરુષો ચતુરાઈને પામી રાજી થશે **આ મનોહર ગ્રંથના નાયક પ્રવીણ તે રાજકુંવરી સુજાનબા અને સાગર તે રાજકોટના ઠાકોર મહેરામણજી છે સંપુર્ણ ૮૪ લેહેરો ૧૦૪ ચિત્રકાવ્ય સહિત પૃષ્ટ ૮૭૫ સોનેરી ગીલ્ટના પુંઠા સહિત કિંમત રૂ. ૮–૦–૦ પોસ્ટેજ ૧૦ આના જુદા.**

મળવાનું ઠેકાણું:–

બુકસેલર મંગળદાસ જોઈતારામ

ગાંધીરોડ—**અમદાવાદ.**


ધર્મ વિજય પ્રી. પ્રેસ ૨૮ રતનપોળ.—**અમદાવાદ.**